તો માત્ર મધમાખજ છે. યુવાવસ્થાનાં અનેક વર્ષોના અભ્યાસ અને પરિશ્રમથી આપણે ગમે તેટલાં કિંમતી સાધન મેળવ્યાં હોય, તે કાંઇ કામ આવતાં નથી. **આપણા ભાવી કામકાજ વિષે કોઇ નિશ્ચિત ખ્યાલ વગર જો આપણે જીવનનિર્વાહ કરીએ, તો ગમે તેવા સારા સંજોગોથી પણ કોઈ આકર્ષક પરિણામ આવી શકશે નહિ**–વિશાળ અને ભવ્ય વિસ્તારમાં તેનું ફળ આવી શકશે નહિ.

કોઇ હેતુ ચોખ્ખો હોવાની શક્તિની જિંદગી ઉપર કેટલી સત્તા હોય છે! જ્યારે કોઇ છોકરો અગર છોકરી કોઈ હેતુથી કામની શરૂઆત કરે છે, ત્યારે તેનો અવાજ, પોશાક, દેખાવ અને દરેક હિલચાલ નિશ્ચિંતપણે જણાય છે–બદલાય છે. જે ઉદ્યોગી અને સુખી સ્ત્રીઓ પોતાનો નિભાવ કરે છે, તેઓને મહેલ્લામાંના લોકોના ટોળામાંથી તેમના દેખાવ વગેરે ઉપરથી હું તરતજ શોધી આપું. ફાટચા–તૂટચા આલપાકાથી ઢંકાય નહિ, રેશમની ટોપી જેમાં વધારો ન કરી શકે, બિમારી અગર થાક જેને છીનવી ન શકે, તેવા સ્વજ્ઞાન, સ્વમાન અને સંતોષના દેખાવ સાથે તેઓ હરેફરે છે. પોતાને કયે બંદરે જવું છે, એ જે ખલાસી જાણતો નથી, તેને પોતાની મુસાફરી માટે પવન અનુકૂળ જણાતો નથી.

કાર્લાઇલ કહે છે કે, "**એકજ વિષય ઉપર પોતાની શક્તિઓ એકાગ્ર કરવાથી, નબળામાં નબળું પ્રાણી પણ કાંઇક કરી શકે છે, પરંતુ એક** બળવાનમાં બળવાન માણસ પણ પોતાની શક્તિઓ ઘણા વિષયમાં **વિખેરી નાખે છે તો પછી તે કાંઇ પણ કરી શકતો નથી.** ટીપું ટીપું પણ હમેશાં એકજ જગાએ પડયા કરે છે, તો તે સખતમાં સખત પથ્થરને પણ કોરે છે; પરંતુ પાણીનો એકાદ મોટો ને ઉતાવળો ધોધ તેના ઉપરથી પસાર થઇ જાય છે, તોપણ તેનું નામનિશાન રહેતું નથી."

એક હોશિયાર ઉપદેશક કહેતો કે, "જ્યારે હું નાનો હતો, ત્યારે હું ધારતો હતો કે, ગર્જનાથી માણસ મરણ પામે છે; પણ જ્યારે હું મોટો થયો, ત્યારે માલૂમ પડયું કે, વીજળીથી માણસ મરણ પામે છે; તેથી મેં ગર્જના થોડી કરવાનો અને પ્રકાશ વધારે મેળવવાનો નિશ્ચય કર્યો."

શક્તિઓને એકાગ્ર કરવાનો અને તેને અમુક એકજ ખાસ રસ્તે વાળવાનો આ જમાનો છે. એક હોર્સ પાવરવાળા એન્જિનનીજ જગા રોકે તેવા એન્જિનમાંથી દસ હોર્સ પાવર કેવી રીતે મેળવવો તે હાલ સવાલ છે. આ સવાલના નિર્ણયથી-જ ઊડવાના સવાલનો ફડચો પણ આવશે. આજ રીતે એક વ્યક્તિ પાસેથી દસ જણ જેટલું બળ જનસમાજ માગે છે. એકજ બાબત-ગમે તો તે છોડ ઉછેરવાની બાબત હોય, પણ તે પૂરી રીતે જાણનાર અને બીજા બધા કરતાં સારી રીતે કરનારને જનસમાજ ઉત્તમ ગણે છે. પોતાની સઘળી શક્તિઓ એકાગ્ર કરી એ કામમાં વાપરીને તે જો સારામાં સારા છોડ ઉછેરે છે, તો તે માનવજાતિને ઉપકારક થઇ પડે છે અને તેવી રીતે તેના કાર્યની પ્રશંસા થાય છે.

ઘણી બાબતો પાછળ ઘણી મહેનત કરનારા માણસ માટે પેકસ્ટન હુડે નીચેની પ્રાર્થનાની ભલામણ કરી છે કે, "પ્રભુ! જેમ બને તેમ ઓછી બાબતો હાથ પર લેવા અને તેને સારી રીતે કરવાના કામમાં તેને મદદ આપો."

એક ગરોળીના બે કકડા કરશો, તો આગલો ભાગ આગળ દોડશે અને પાછલો ભાગ પાછળ દોડશે. જે પોતે ધારેલા કામના ભાગ કરે છે, તેની પ્રગતિ પણ આ પ્રમાણેજ થાય છે. છૂટી-છવાઇ શક્તિઓ અને ફતેહને બનતું નથી.

લાયક હેતુ માટે દઢતા અને આગ્રહથી પોતાની સઘળી શક્તિઓ સાથે કામ કરે, છતાં જિંદગી નિષ્ફળ જાય એવો કોઈ પણ માણસ નથી. એક તંબૂની બાજુમાંથી તમે ચરબીની બત્તી આરપાર ફેંકી શકો નહિ; પણ લાકડાના પાટિયામાંથી તમે તે આરપાર કાઢી શકો. સીસાની ગોળી બનાવો અને તે ચાર માણસોને આરપાર વીંધી શકશે. શિયાળામાં પણ સૂર્યનાં કિરણોને કેંદ્રમાં આણશો, તો તમે સહેલાઇથી દેવતા સળગાવી શકશો.

**માનવજાતિના સઘળા મહાન પુરુષો એકાગ્રતાવાળા હોય છે.** પોતાનો હેતુ પરિપૂર્ણ થાય ત્યાંસુધી તેઓ એકજ જગાએ પોતાનો પ્રયત્નરૂપી હથોડો ઠોકે છે. વર્તમાન સમયના ફતેહમંદ માણસો, એકજ સર્વોપરી વિચારવાળા, એકજ દઢ વિચારવાળા, એકજ આવેશયુક્ત હેતુવાળા હોય છે. ઘણા

માણસો ચોવીસ ભાષામાં વાતચીત કરે છે, પણ તેમાંની એકમાં પણ જણાવવા જેવા વિચાર તેમની પાસે હોતા નથી.

અભ્યાસમાં તેમજ ધંધામાં, લોઢું ગરમ હોય તેજ વખતે આપણે ઘા મારવો જોઇએ–ટીપવું જોઇએ; એટલુંજ નહિ, પણ તે ગરમ રહે, ત્યાંસુધી ઘા માર્યા કરવા જોઇએ.

અમેરિકાના મહાન વિદ્વાનોમાંના એકની વાત વિલિયમ એ. માવરી કહે છે: "તે વિદ્વાન પોતાના લેટિન પાઠ માટે દરરોજ બે કલાક ગાળતો. એજ પાઠ એક કલાક અને ૫૦ મિનિટમાં કરવાનો તેણે નિશ્ચય કર્યો અને ફતેહ પામ્યો. પછી જ્યારે તે પોતાનું લેટિન શીખવા બેઠો, ત્યારે ઓછા વખતમાં તે પૂરૂં કરવા તેણે પોતાની સઘળી શક્તિઓનો ઉપયોગ કર્યો. હમેશના પ્રયોગથી તેને માલૂમ પડ્યું કે, તે એક કલાક અને ૪૫ મિનિટમાં તે પાઠ કરી શકતો અને હજી પણ તે વખતમાં ઘટાડો થવા માંડ્યો. દિવસે આ કામમાંજ પોતાનું સઘળું લક્ષ રોકવાથી તેજ વિષય તે દોઢ કલાકમાં શીખવા લાગ્યો. પાછી તેમાંથી પણ ૫, ૧૦, ૧૫ અને ૩૦ મિનિટ ઓછી થઇ. ઉત્સાહ વધતાં તેણે પોતાનો પ્રયત્ન બેવડો કર્યો. એમ કરતાં કરતાં થોડાજ મહિનામાં પોતાનો પાઠ તે અર્ધા કલાકમાં કરી રહેવાની સ્થિતિમાં આવ્યો. જ્યારે તે શાળામાં દાખલ થયો હતો, ત્યારે તેની જે ટેવ હતી, તે ટેવો રહી હોત તો આ બાબત બનવી તદ્દન અશક્ય હતી; પણ પોતાનો પાઠ ટૂંક વખતમાં શીખવાનો પ્રયત્ન કરવામાં તે એકાગ્રતાની કાંઇક કિંમત શીખ્યો હતો." **જ્ઞાન મેળવવા કરતાં આવી (એકાગ્ર બનવાની) શક્તિ મેળવવી એ વધારે કીમતી છે.** "મારા છોકરાઓ સાથેના સંવાદો" નામના પોતાના લેખમાં મિ૦ માવરી આ શક્તિનો બીજો એક સારો દાખલો આપે છે. પંદર વર્ષના એક છોકરાએ કવિતાની ૭ લાંબી ટૂંકો ૨૦ મિનિટમાં મોંએ કરવાનું કબૂલ કર્યું. તેના સોબતીઓ તેને અડ્યા વગર, તેના આ કામમાં વિક્ષેપ નાખવાનો દરેક પ્રયત્ન કરી શકે એવી તેમને માટે છૂટ હતી. આવું ધાંધલ, કે જે છોકરાઓજ કરી શકે, તે ધાંધલની વચમાં આ કામ તે છોકરો પરિપૂર્ણ કરી શક્યો. આ છોકરો જેનું નામ જ્યોર્જ એસ. બુટવેલ હતું, તે પાછળથી મસાચૂસેટ્સનો ગવર્નર, યુનાઇટેડ સ્ટેટ્સની રાજસભાનો સભાસદ અને યુનાઇટેડ સ્ટેટ્સની ટ્રેઝરી-

નો સેક્રટરી થયો.

સિડ્‌ની સ્મિથે કહ્યું છે કે, "અભ્યાસ કરવાનો એકજ કિંમતી માર્ગ એ છે કે, એટલું ધ્યાન આપીને વાંચવું કે તમે ધારતા હો તે કરતાં જમવાનો વખત બે કલાક વહેલો આવી પહોંચે. તમે જે લડાઇઓ વિષે વાંચતા હો, તે તમે જાતે એવા ધ્યાનથી જોતા હો એમ વાંચવું કે તે સમયમાં કોઇ તમારૂં બારણું ઠોકે તો તમે તમારા અભ્યાસમાં છો કે ટાઢતડકો વેઠેલા હૅનિબાલના ચહેરા તરફ અગર તેની એક આંખની ભવ્યતા તરફ લડાઈના મેદાનમાં જોઈ રહ્યા છો, એ નક્કી કરવામાં બે ત્રણ સેકન્ડ નીકળી જાય."

"તમારૂં લક્ષ્ય, તમારો હેતુ એ કોઇ રમતની ચીજ હોય એવું વર્તન રાખો નહિ."

ચાર્લ્સ ડિકન્સ કહે છે કે, "દરેક અભ્યાસ અને ઉદ્યોગમાં કામ લાગે, તેવો સહીસલામત, ચોક્કસ, લાભકારક અને મેળવવા લાયક ગુણ, ધ્યાન આપવું એ છે. ખાતરી સાથે મારે કહેવું જોઇએ કે, "વિનીત, ધૈર્યયુક્ત અને દરરોજની મહેનતવાળા ધ્યાન સિવાય મારી પોતાની શોધ અગર કલ્પનાશક્તિથી મારૂં કામ બિલકુલ થયું હોત નહિ." તેની ફતેહના રહસ્ય વિષે બીજે એક પ્રસંગે જ્યારે તેને પૂછવામાં આવ્યું, ત્યારે તેણે જવાબ દીધો કે, "જે કામમાં હું મારી સઘળી શક્તિઓ વાપરી શકું તેમ હોય તેમાં એકજ શક્તિનો હું ઉપયોગ કરતો નથી." જૉસેફ ગર્નિએ પોતાના છોકરાને લખ્યું હતું કે, "દરેક બાબતમાં પૂર્ણ થજે. અભ્યાસમાં, કામમાં તેમ રમતમાં પૂર્ણ થજે."

ચાર્લ્સ કિંગ્સલી કહેતો કે, "**હું મારૂં દરેક કામ કરતી વખતે દુનિયામાં તે વખતે બીજી કોઇ ચીજ હોયજ નહિ, એમ માની તે કામ કરૂં છું.**" સખ્ત ઉદ્યોગ કરનારા સઘળા માણસોનું આ રહસ્ય છે, છતાં પણ ઘણાં માણસો પોતાની રમત ગમત જેવી બીજી ત્રીજી બાબતોની આડે તેમ કરી શકતાં નથી.

ઘણાં માણસો કોઇ ખાસ વિષયમાં અપ્રતિમ ઉસ્તાદ થવાને બદલે ઘણા ધંધામાં સાધારણ થવાનું પસંદ કરે છે.

આવા માણસનું વ્યક્તિત્વ અનેક ભાગમાં વહેંચાઈ જઇ તે મહાન પુરુષ થઇ શકતા નથી. **આવા માણસનાં વખાણ થાય છે, પણ તેઓથી પ્રબોધ મળતો નથી.**

એડવર્ડ બુલ્વર લિટન કહેતો કે, "ઉદ્યોગી જીવનમાં મને અત્યંત રોકાયલો જોઇ અને તે સાથે હું કોઇ દિવસ અભ્યાસ ન કરતો હોઉં અને જગતમાં ફરતો ન હોઉં એમ જાણી ઘણા માણસો મને પૂછતા કે, 'આટલી બધી તમારી ચોપડીઓ લખવાનો વખત તમે ક્યાંથી મેળવો છો ? આટલું બધું કામ કરવાની ગોઠવણ તમે શી રીતે કરી શકો છો ?' મેં જે ઉત્તર આપ્યો, તેથી તમે આશ્ચર્ય પામશો. તેનો ઉત્તર આ છેઃ 'કોઇ વખતે પણ જોઈએ તે કરતાં વધારે કામ હું કરતો નથી અને તેથીજ હું એટલું બધું કામ કરી શકું છું. કોઇ પણ કામ સારી રીતે કરવું હોય, તો તે પોતાના ગજા કરતાં વધારે કરવું નહિ. આજ તો તે ગજા કરતાં વધારે કરશે, પણ થાકની પ્રતિક્રિયા થશે અને તેથી કાલે તે થોડું કામ કરી શકશે. મેં કૉલેજ છોડી અને દુનિયામાં પડ્યો ત્યાં સુધી ખરી રીતે અને સાચા દિલથી મેં અભ્યાસ કરવા માંડ્યો નહોતો; પણ તે પછીના સમયમાં મેં વાંચ્યું અને હું કદાચ કહી શકું કે, મારા સમયના લગભગ સઘળા માણસો જેટલુંજ સામાન્ય વાચન મેં કર્યું હતું. મેં ઘણી મુસાફરી કરી છે અને ઘણું જોયું છે. મેં રાજદ્વારી બાબતોમાં અને જીવનના અનેક ઉદ્યોગોમાં ઘણો ભાગ લીધો છે અને આ બધા ઉપરાંત મેં સાઠેક પુસ્તકો પ્રકટ કર્યાં છે. આ પુસ્તકોમાં-નાં કેટલાંક તો સંશોધનને લગતાં છે અને એ સર્વ છતાં પણ સામાન્ય રીતે કેટલો સમય અભ્યાસ, વાચન અને લેખનમાં મેં ગાળ્યો હશે એમ તમે ધારો છો ? દિવસના ત્રણ કલાક કરતાં વધારે નહિ અને જ્યારે પાર્લામેંટ ચાલતી હોય ત્યારે હમેશાં તેટલો પણ નહિ; પણ આ ત્રણ કલાકમાં હું જે કાંઇ કરતો તેનાજ ઉપર ધ્યાન આપતો.

એસ૦ ટી૦ કોલરિજની માનસિક શક્તિઓ અદ્ભુત હતી, પણ તેનો કોઈ હેતુ નિશ્ચિત નહોતો. નિરર્થક માનસિક વ્યવસાય-ના વાતાવરણમાં તે રહેતો હતો, જેથી તેનું બળ ખવાઇ જતું, તેનું ખમીર ખૂટી જતું અને તેની જિંદગી અનેક રીતે કંગાળ નિષ્ફળતા સમાન હતી. તે સ્વપ્નમાં જીવન વ્યતીત કરતો

અને કલ્પનામાં ને કલ્પનામાં મરણ પામ્યો. હમેશાં તે યોજનાઓ અને ઠરાવો ઘડતો, પણ તે તેના મરણ સુધી યોજના અને ઠરાવના રૂપમાંજ રહેલાં. "હમણાંજ કરી નાખું છું" એ સ્થિતિમાં તે રહેતો, પણ કોઈ દહાડો તે કામ કરી શકતો નહિ. ચાર્લ્સ લેમ્બે એક મિત્રને લખ્યું હતું કે, "કોલરિજ મરણ પામ્યો છે અને તેણે માનસશાસ્ત્ર અને ઈશ્વરવિજ્ઞાન વિષે ૪૦ હજાર ઉપરાંત લેખ લખ્યા છે; પણ એકે પૂરો થયેલો નથી."

**દરેક મહાન પુરુષ મહાન બન્યો છે, દરેક ફતેહમંદ માણસે ફતેહ મેળવી છે, તે તે માણસે અમુક ખાસ દિશામાંજ પોતાની સઘળી શક્તિઓનો ઉપયોગ કર્યો છે તેથીજ.**

હોગાર્થ પોતાનું ધ્યાન એક મુખમુદ્રા ઉપર ચોટાડતો અને પોતાની યાદદાસ્ત ઉપર તેનું ચિત્ર પડી રહે તથા પોતે ફરીથી ઇચ્છે ત્યારે તે રજૂ કરી શકે, ત્યાંસુધી તેનો તે અભ્યાસ કરતો. અમુક વિષયનો અભ્યાસ કરવાને, તેની તપાસ કરવાને, ફરી તેને પ્રસંગજ નહિ મળે તેવી રીતે, તેટલી આતુરતાથી તેનો અભ્યાસ તે કરતો; તે તપાસતો અને આ બારીક અવલોકનથી અદ્ભુત વિગતો સાથે પોતાના કામની તે ખિલવણી કરી શકતો. જે સમયમાં તે રહેતો, તે સમયની વિચારપદ્ધતિ તેના લેખોમાંથી મળી આવતી. તે બહુ કેળવણી અગર સંસ્કારવાળો માણસ નહોતો, પણ અવલોકનશક્તિમાં રહેલી મહત્તા તેનામાં હતી.

એકાગ્ર અવલોકનશક્તિ કેવી કિંમતી છે, તે કેદખાનામાં પુસ્તકો લખનાર મહાન પુરુષોને વિદિત છે. નાનામાં નાની બાબત, કોઈ વિઝિટરનું દેખાવું, કેદખાનાની ઓરડીના બારણામાંથી ઑફિસર અગર કેદીનું જવું આવવું તે જાણે એક વર્ષ સુધી છેલ્લીજ જોવાની ચીજ હોય, તે પ્રમાણે તેનો તે ઉપયોગ કરતા. બ્રોડવે ઉપર જ્યારે એક મોટું સરઘસ પસાર થતું હોય, મહોલ્લાઓ ઉપર લોકોની હારો ગોઠવાઇ હોય અને બેન્ડ પૂર્ણ આવેશથી વાગતાં હોય, ત્યારે હોરેસ ગ્રીલિ એસ્ટોર હાઉસનાં પગથિયાં ઉપર બેસતો, પોતાની ટોપીનું મથાળું ટેબલ તરીકે વાપરતો અને "ન્યુયોર્ક ટ્રિબ્યુન" માટે

અગ્રલેખ લખતો. આ લેખનું અવતરણ ઠેર ઠેર લેવામાં આવતું. એક કડવા લેખથી ગુસ્સે થઇ એક માણસ "ટ્રિબ્યુન" પત્રની ઑફિસમાં ગયો અને અધિપતિની તજવીજ કરી. તેને એક ૭ ફીટ પહોળી અને ૯ ફીટ લાંબી ઓરડીમાં લઇ જવામાં આવ્યો. અહીં ગ્રીલિ બેઠો બેઠો કાગળ તરફ માથું નીચું નમાવી ૨-૪૦ ની ઝડપથી લખતો હતો. "તમે ગ્રીલિ છો?" એમ કહી તે ગુસ્સે થયેલા માણસે શરૂઆત કરી. પોતાના કાગળમાંથી નજર બહાર કાઢ્યા સિવાય મિ૦ ગ્રીલિએ ઝડપથી જવાબ દીધોઃ "હાજી, તમારે શું કામ છે?" તે છેડાયેલા માણસે પછી સભ્યતા, ખાનદાની, બુદ્ધિ અને સઘળું કોરાણે મૂકી પોતાની જીભની લગામ છોડી દીધી. તે દરમ્યાન ગ્રીલિ લખ્યે જતો હતો. ઘણીજ આવેશભરી શૈલીમાં, જરા પણ ચહેરો બદલાયા વગર અને પેલા ઉપર કાંઇ પણ ધ્યાન નહિ આપતાં પાનાં ઉપર પાનાં તેણે લખી કાઢ્યાં. અધિપતિની ઑફિસમાં કોઇ દિવસ ઠપકાનો વરસાદ નહિ વરસાવવામાં આવ્યો હોય, તેવો આવેશયુક્ત વરસાદ વીસ મિનિટ સુધી વરસાવ્યા પછી તે ગુસ્સે થયેલા માણસને કંટાળો આવ્યો અને એકદમ તે ઓરડીમાંથી નીકળી જવા પાછો ફર્યો. પછી પહેલીજ વાર ગ્રીલિએ ઊંચે જોયું. પોતાની ખુરસીમાંથી તે ઊભો થયો અને પેલા ગૃહસ્થનો ખભો ઠોકી કહેવા લાગ્યોઃ "મિત્ર! જતા નહિ; બેસો, બેસો અને તમારૂં હૃદય ખાલી કરો, તેથી તમને લાભ થશે, તેથી તમને સારૂં લાગશે. વળી હું જે લખવાનો છું, તેમાં તે મદદરૂપ થઇ પડશે; માટે જશો નહિ."

એકજ દૃઢ લક્ષ્ય તે ફતેહમંદ મનુષ્યોનું ખાસ લક્ષ્ય હોય છે.

એડવર્ડ સગડન જેઓ પાછળથી લૉર્ડ સેંટ લિયોનાર્ડ થયા હતા, તે કહેતા કે, "જ્યારે મેં કાયદો વાંચવાની શરૂઆત કરી, ત્યારે કાંઇ પણ જ્ઞાન હું મેળવતો, તે મારૂં કરી લેવાને તથા એક વાચન ખરી રીતે પરિપૂર્ણ ન થાય, ત્યાંસુધી એજ બાબતનું બીજું વાચન નહિ કરવાનો મેં ઠરાવ કર્યો. હું જેટલું એક અઠવાડિયામાં વાંચતો તેટલું મારા હરીફો એક દિવસમાં વાંચતા; પણ બાર માસની આખરે પ્રથમ દિવસે હું વાંચું અને તે દિવસે મારૂં જ્ઞાન જેટલું તાજું રહે, તેટલુંજ તાજું તે છેવટે પણ રહેતું; જ્યારે તેમનું વાંચેલું તેમના

સ્મરણમાં રહેતું નહિ."

ડૉ. ઇસ્ટોર્સ કહે છે કે, "જે કેસમાં રૂફસ કોએટની અમુક દઢ માન્યતા હોય અને જે કેસમાં તેની લાગણી હોય, તે કેસમાં તે કેવી રીતે કામ કરતો તે જાણવા જેવું છે. પહેલેથીજ તે જોઇ લેતો કે, બોકસમાંના પાંચ જ્યુરરો તો પોતાની તરફ સહાનુભૂતિ દર્શાવે છે. આગળ જતાં સાતની તેને ખાતરી થાય છે. પછી એ સંખ્યા દસ ઉપર આવે છે; પણ હજુ એ એમ ધારે છે કે, બે રહ્યા છે જેને તે સમજાવી શક્યો નથી. હવે તેમના ઉપર તે પોતાનું ધ્યાન લગાડે છે, વિગતો એકઠી કરી રજૂ કરે છે, અમુક સિદ્ધાંતો ફરી ફરી અને જોસથી તે રજૂ કરે છે, પોતાની માનસિક અસર તેમના ઉપર થાય, ત્યાંસુધી તે કેસ વિષેનો પોતાનો વિચાર તેમના મન ઉપર તે ઠસાવે છે. હવે એમાંનો એકજ બાકી રહે છે. હવે તે બાકી રહેલા માણસનું મન જ્યાંસુધી શરણે ન આવે અને જે નિર્ણય પર પોતાની ચોટ છે તે તે સ્વીકારે નહિ, ત્યાંસુધી તેનું સઘળું બળ, લોઢાના સળિયાના ચૂરેચૂરા ન થાય, ત્યાંસુધી તેના ઉપર ફરી ફરી પડતા હથોડાના ઘાની માફક, આ માણસના મન સાથે અથડાતું રહેવાનું. માણસો પછી કહે છે કે, 'તે ઘણોજ આગળ વધી ગયો.' એનું કારણ એ હતું કે, તેનું લક્ષ્ય એકજ હોવાથી, એકતા, આવેશ અને સર્વોપરી બળ તેના મનને મળતાં."

સિડ્નિ સ્મિથ કહેતા હતા કે, "ડેનિયલ વેબ્સ્ટર જાણે પાટલૂન પહેરેલું એન્જિન હોય એવો જણાતો."

એડેમ કહે છે તેમ કેનિંગની માફક લૉર્ડ બ્રોહામમાં અનેક શક્તિઓ હતી અને વકીલ તરીકેના તેના ધંધામાં તેને પહેલી જગા મળી હતી. તે ઇંગ્લેંડનો લૉર્ડ ચેન્સેલર થયો હતો અને વિજ્ઞાનની તેની શોધો માટે વિજ્ઞાન જાણનારા માણસોએ તેને શાબાશી આપી હતી; છતાં એકંદરે તેનું જીવન નિષ્ફળ હતું. તે થોડું થોડું બધું જાણતો હતો, પણ પૂરૂં એક પણ જાણતો નહોતો. તેની ઘણી સરસ શક્તિઓ હોવા છતાં ઇતિહાસ અગર સાહિત્ય ઉપર તેની કાંઈ પણ છાપ રહી નહિ અને પોતાની કીર્તિ ગયા પછી પણ તે ઘણુંય જીવ્યો હતો.

ડાગ્યુરો ટાઇપ પદ્ધતિ જ્યારે ચાલુ થઇ, ત્યારે લૉર્ડ બ્રોહામ

પોતાના કાનિસ્તા મહેલમાં હતા. એક કારીગરે ઝરૂખામાંના મહેમાનોના સમુદાય સહિત મહેલનો દેખાવ લેવાનું માથે લીધું. પાંચ સેકન્ડ સુધી બરોબર સ્થિર રહેવાને તેણે લૉર્ડ બ્રોહામને કહ્યું. તેણે કહ્યું કે, "હું નહિ હાલું." પણ અફસોસ! તે હાલ્યો. પરિણામ એ આવ્યું કે, જ્યાં તેની આકૃતિ આવવી જોઇએ, ત્યાંજ ડપકો પડ્યો. આજ સુધી તે દેખાવ એવોજ જોવામાં આવે છે.

મિસ માર્ટિનો કહે છે કે, "આ એક લાક્ષણિક દૃષ્ટાંત છે કે, ઇતિહાસમાં આબેહૂબ લેવાયલા આ જમાનાના ચિત્રમાં માણસ વચ્ચોવચ્ચ આવવા જેટલી બીજી યોગ્યતા ધરાવતો હોય છે, છતાં માત્ર એક દૃઢતાનીજ ખામીને લીધે જ્યાં જ્યાં લૉર્ડ બ્રોહામ હોવો જોઇએ, ત્યાં ત્યાં ડાઘોજ જોવામાં આવશે. હેતુની એકાગ્રતા અને દૃઢતાની ખામીને લીધે આ પ્રમાણે કેટલી બધી જિંદગીઓ ડાઘારૂપ નીવડે છે!"

આનાથી તદ્દન ઊલટું દૃષ્ટાંત વિલિયમ પિટ્ટનું છે. તેના દૃઢ લક્ષ્યથી તે જણાઇ આવે છે. રાજદ્વારી સર્વોપરીપણા માટે તેનું જીવન હતું અને તે મૂઓ પણ તેમાંજ. એના ઉચ્ચ આશય આગળ સઘળાનો પરાજય થતો; પરંતુ બીજી દરેક બાબતમાં તે બેદરકારી બતાવતો. પોતાના મિત્રોની તેમજ ખર્ચની પણ તે દરકાર રાખતો નહિ અને તે એટલે સુધી કે, ૧૦,૦૦૦ પાઉંડની આવક છતાં અને કુટુંબમાં કોઇ ન હોવા છતાં, પણ પોતાની પાછળ તે બહુ મોટું દેવું મૂકી ગયો. પોતાની મહત્ત્વાકાંક્ષાની આડે આવવાના કારણથી, પોતાના ગાઢ અને મૃદુ પ્રીતિપાત્રને (સ્ત્રીને) પણ તેણે પોતાના હૃદયમાંથી સમૂળગી ઉખેડી નાખી હતી. મૂઆ પછીની કીર્તિની તેને બિલકુલ દરકાર નહોતી, તેથી પોતાનું એક પણ ભાષણ ભવિષ્યની પ્રજા માટે મૂકી જવાની તેણે દરકાર કરી નહિ. સત્તા મેળવવા માટે તેણે પોતાની સઘળી શક્તિઓનો ઉપયોગ કર્યો અને ૨૫ વર્ષ સુધી ઇંગ્લૅંડનો કારભાર ચલાવ્યો; પણ તે સિવાય બીજી કોઇ પણ બાબત તરફ જરા પણ તે જોતો નહિ. તે પોતાના લક્ષ્ય તરફજ સીધો ચાલ્યો જતો. સ્વપ્નમાં રહેવું અગર તર્કવિતર્ક કરવા, એ એનામાં નહોતું. એકજ દૃષ્ટિ, એકજ હેતુ, આગળ અને આગળ અને ઊંચે ફતેહ તરફ જવું, એજ એનું ખાસ લક્ષણ હતું.

સાધનો સાધારણ પ્રકારનાં હોવા છતાં પણ અસાધારણ

ઉદ્યોગ અને એકજ વખતે એકજ ચીજમાં પોતાનું સર્વ લક્ષ્ય રાખવાથી પોતાને ફતેહ મળી હતી, એમ ફ્રોવેલ બાકસ્ટન કહેતો. દૃઢતાથી એકજ વસ્તુને, એકજ આશયને વળગી રહેવાથી વિજય મળે છે. "ઘણી બાબતો નહિ પણ ઘણી એકનિષ્ઠા" એ કોકનું સૂત્ર હતું.

સોયની એકાદ દેખાય નહિ તેવી અણી અથવા તો અસ્તરા અગર કુહાડીની તીણી પાતળી ધારજ સોયના, અસ્તરાના તેમજ કુહાડીના બાકીના જાડા ભાગને માટે જગા કરે છે. અણી અગર ધાર સિવાયનો તેનો બાકીનો જાડો ભાગ નિરર્થકજ થઇ પડે. **એકજ કામને પસંદ કરી તેની પાછળજ સઘળું લક્ષ્ય આપવાવાળો માણસજ વિઘ્નોમાંથી પોતાનો માર્ગ કરે છે અને ફતેહ મેળવે છે.** એકજ વિચાર તરફ સંકુચિત વૃત્તિ રાખવાથી પણ આપણી શક્તિઓના વિકાસમાં અડચણ આવે છે; માટે એનો આપણે ત્યાગ કરવો જોઇએ. એવીજ રીતે, ડબલ્યુ. એમ. પ્રેડ કહે છે કે, " મનુષ્યનું અષ્ટાવધાનપણું પણ આપણે તજવું જોઇએ; કેમકે એકાદ નદી જેમ ઝપાટાબંધ ટેકરી ઉપરથી નીચે વહે છે, તેવો તેની વાતનો પ્રવાહ પણ બદલાયા કરે છે.

" રાજપ્રકરણમાંથી તે તરતજ શબ્દવિનોદમાં અને મહમદમાંથી મોજિઝમાં ઊતરી પડે છે.

"ગ્રહોને તેના પ્રકાશમાન માર્ગમાં રાખનારા નિયમોથી તે શરૂઆત કરે છે અને માછલીની ચામડી ઉતારવાની અગર ઘોડાની નાળ જડવાની વાતથી તેનો અંત આણે છે."

ચાલતાં શીખતા કોઇ બાળકની નજર તમે કોઇ વસ્તુ ઉપર ઠેરવી શકો, તો સામાન્ય રીતે પડ્યા વગર તે પોતાના મુકામે પહોંચી જશે; પણ તેનું ધ્યાન તોડશો કે તરતજ તે પડી જશે.

જેઓ પોતાના માર્ગમાં આમતેમ અદશ્ય, અસ્થિર થઇ ચાલ્યા કરે છે, તે પોતાની મુસાફરી પૂરી કરે, તે પહેલાંજ ભૂલા પડી જાય છે. પવનચક્કીની પેઠે ચાલનારા માણસો હમેશાં નિષ્ફળજ જાય છે. જેનામાં દૃઢ અને નિશ્ચયાત્મક હેતુ તથા પોતાનો આશય પરિપૂર્ણ કરવાની અચળ શ્રદ્ધા હોતી

નથી, તે ફતેહ પામી શકતો નથી. એક સીધા લક્ષ્યથી ઊંચે અગર નીચે એક વાળ જેટલું પણ આપણે જો ખસ્યા, તો નિશ્ચય અધોગતિજ થશે. કાર્ડિનલ રીશેલ્યુ કહેતો કે, "મેં એક વખત નિશ્ચય કર્યા પછી હું મારા લક્ષ્યબિંદુ તરફજ સીધો જાઉં છું અને એ સિવાયના બીજા બધાને હું ઉથલાવી નાખું છું—સર્વનો ઉચ્છેદ કરૂં છું."

આજે કોઇ યુવાન માણુસ કોઇ જગા માગે છે, તો તે કયી કોલેજમાંથી આવે છે અગર તેના બાપદાદા કોણુ હતા, એમ પૂછવામાં આવતું નથી; પણુ તમે શું કરી શકશો એજ મોટો પ્રશ્ન પૂછવામાં આવે છે. એકજ લાઇનની—એકજ જાતની ખાસ તાલીમની જરૂર છે. મોટી મોટી પેઢીઓ અને મોટાં મોટાં સાહસોમાં જેઓ મુખ્ય મુખ્ય જગાઓ ઉપર હોય છે, તેઓ ક્રમે ક્રમે નીચેથીજ ઊંચે ચઢ્યા હોય છે.

એક માણુસ અમુક જિલ્લામાં જમીન ખરીદી લેવાનો હતો. તેને એક સુપ્રસિદ્ધ ફ્રેંચમેને કહ્યું કે, "તમે ત્યાં જમીન ખરીદ કરતાં સાવધ રહેજો. હું ત્યાંના માણુસોને સારી રીતે જાણું છું. પારિસની અમારી ઢોરની દવાશાળામાં જે શિષ્યો ત્યાંથી આવે છે, તેઓ નિશ્ચયવાળા, પરિશ્રમ કરનારા અને શક્તિવાળા હોતા નથી અને તમે તે જમીનમાં જે થાપણુ રોકશો, તેનો સંતોષકારક બદલો તમને મળશે નહિ."

જનરલ ગ્રેન્ટ પોતાની સાથેના જનરલો કરતાં એકાગ્રતાની આ કળાનો વધારે પ્રમાણુમાં ઉપયોગ કરતો, તેથીજ તે સિવિલ વૉરનો જલદીથી અંત આણી શક્યો. વૉશિંગ્ટનના ચારિત્ર્યમાં પણુ આ લક્ષણુ હતું, બારીક અને ખરૂં અવલોકન એ એકાગ્રતાની શક્તિ સંપાદન કરવાનો એક માર્ગ છે. ડાર્વિનની અદ્ભુત ફતેહનું મુખ્ય કારણુ આજ હતું.

વૉલ્ટર રેલેની ફતેહના ખુલાસામાં સેસિલ કહેતો કે, "તે સખ્ત પરિશ્રમ કરી શકે એવો છે, એમ હું જાણું છું. નિયમ તરીકે હૃદયને જેની ઇચ્છા હોય છે, તેજ મગજ અને હાથ મેળવી શકે છે. જ્ઞાન, દ્રવ્ય અને ફતેહના પ્રવાહો સમુદ્રની ભરતીની પેઠેજ નક્કી અને નિશ્ચિત હોય છે. દરેક મોટી ફતેહમાં એક દૃઢ આશય ઉપરજ તમામ શક્તિને લગાડેલી તથા

એકાગ્ર કરેલી આપણે જોઇએ છીએ; તેમજ **દરેક પ્રકારની મુશ્કેલી છતાં માથે લીધેલાં કામમાં આગ્રહ રાખવાની અને સઘળા કસોટીના પ્રસંગોમાં નિરાશા અને લાલચોને વેઠી લેવાની શક્તિ તથા હિંમત રહેલી આપણે જોઇએ છીએ.**

રસાયનશાસ્ત્રીઓ કહે છે કે, "દુનિયાની સઘળી મિલો અને સ્ટીમથી ચાલતી ગાડીઓ ચલાવવાને જોઇએ તેટલી શક્તિ એક એકર જમીનના ઘાસમાં રહેલી છે; પણ આપણે તેને સ્ટીમ એન્જિનના "પિસ્ટન રૉડ" ઉપર લગાડવી જોઇએ; પણ આ એકર જમીનના ઘાસમાંની તે શક્તિ સુસ્ત છે અને તેથી વિજ્ઞાનની દૃષ્ટિએ તે પ્રમાણુમાં કિંમત વગરની છે.

જુદા જુદા માણુસો અને તેઓ જે ફતેહ અગર નિષ્ફળતા મેળવે છે, તેમાં કેટલો તફાવત હોય છે! પોતાની શક્તિનો અણુએ અણુ એકત્ર કરવાની શક્તિનોજ આ તફાવત છે. આવી શક્તિ માર્ગ શોધી કાઢશે અને અષ્ટાવધાની–ઘણી બાબતો ઉપર લક્ષ્ય આપનારો તો ઉપરચોટિયા જ્ઞાનવાળોજ હોય છે.

ડૉ૦ મેથ્યુ કહે છે કે, "જે માણુસ પોતાની શક્તિ ઘણી બાબતમાં વિખેરી નાખે છે, તે પોતાની શક્તિ ગુમાવે છે. તેની શક્તિ સાથે તેનો ઉત્સાહ પણુ જાય છે અને તે ઉત્સાહ વગર ફતેહ પણુ શી રીતે પરિપૂર્ણ થઈ શકે?"

ડૉ૦ જે૦ ડબ્લ્યુ૦ એલેક્ઝાંડર પોતાના શિષ્યોને અને પોતાના હાથ નીચેના નાના ધર્માધિકારીઓને કહેતો કે, "ઉપદેશ એજ લક્ષ્યબિંદુ રાખી, ઉપદેશ એજ તમારૂં જીવન ધ્યેય છે, એમ ગણી બસ ઉપદેશનીજ ધૂન લગાડો."

કોઇ પણુ જોખમે જ્યુરીને પોતાના પક્ષમાં લેવાને રૂફસ ચોએટ યુવાન વકીલોને સલાહ આપતોઃ "જ્યુરીને પક્ષમાં લેવાને સઘળો યત્ન કર્યા પછીજ કાયદાના સવાલ ઉપર ન્યાયાધીશની સાથે જેટલી લડત ચલાવવી હોય, તેટલી ચલાવો."

પોતાના નાના નૌકાસૈન્ય ઉપર અંગ્રેજ વહાણો તોપનો મારો ચલાવતાં હતાં, તેની દરકાર કર્યા વગર કોમોડોર મેકડોનોએ ડાઉનીના મોટા વહાણુ ઉપર પોતાનાં સઘળાં વહાણુનો મારો ચલાવ્યો અને તે મોટાં વહાણુની તોપો એકદમ

બંધ કરવામાં આવી. આથી પછી બાકીનાની સંભાળ સહેલાઇથી લઇ શકાઇ.

યુનાઇટેડ સ્ટેટ્સના એક મુખ્ય ન્યાયાધીશ વિષે વિલિયમ વર્ટે લખ્યું છે કે, "આ જોન માર્શલ જેનું મન ઉજ્જડ અને મોટા ખડકોવાળા પર્વત જેવું છે, તે એક અખૂટ ખાણ જેવું છે. તેમાંથી તે પોતાની સામગ્રી મેળવી તેમાંથીજ ગામઠી તેમજ ગોથિક ઇમારત બાંધે છે; પણ આ ઇમારતો એવી મજબૂત હોય છે કે કોઇ પણ સમય અગર બળથી તે હઠી શકે નહિ. તે એવો માણસ છે કે તેને સ્વર્ગ પણ લલચાવે, તોપણ તે પોતાની દલીલના ખરા માર્ગમાંથી એક પગલું પણ પાછો હઠે નહિ."

વૉટર્સ કહે છે કે, "સટ્ટાની માફક ઉપરચોટિયો અભ્યાસ ન કરો. આવો સઘળો અભ્યાસ ફોગટ જાય છે. કાંઇક યોજના ઘડો, કાંઇક હેતુ રાખો અને પછી તેને માટે પ્રયાસ કરો. તેને માટે જેટલું શિખાય તેટલું શીખો. તમે જરૂર ફતેહ પામશો. સટ્ટાની રીતે અભ્યાસ કરવાનો અર્થ એ છે કે, અમુક વસ્તુઓ કોઇ પણ વખતે ઉપયોગી થઈ પડશે, એમ ધારી તેનો કાંઇ પણ હેતુ વગર અભ્યાસ કરવો. જેમકે એક લિલામમાંથી એક બાઈએ બારણે ચોડવાનું "ટોમ્સન" નામનું પાટિયું કોઇક દિવસ પોતાને કામે આવશે એમ ધારી ખરીદ કર્યું હતું."

સઘળી સાચી કળાનું લક્ષ્ય—અમુક નિશ્ચિત આશય છે. જે ચિત્રકાર એકજ કેનવાસ ઉપર વધારે વધારે ખ્યાલો રજૂ કરે છે અને સઘળી આકૃતિઓને સમાન પ્રાધાન્ય આપે છે તે મહાનમાં મહાન ચિત્રકાર નથી; પણ ભિન્નભિન્ન વસ્તુઓમાં જે વધારેમાં વધારે એકતા બતાવે છે, વચ્ચોવચ્ચની—મધ્યની મુખ્ય આકૃતિમાં અગ્ર વિચારનો જે વિકાસ કરે છે અને સઘળી ગૌણ આકૃતિઓ પ્રકાશ અને છાયાની યોજના, આ મધ્ય બાજુ તરફ રાખે છે, તેજ ખરેખરો કારીગર છે.

આ રીતે દરેક સુવ્યવસ્થિત જીવન પછી તે ગમે તેવું ગુણોવાળું હોય, તેને ગમે તેવા સારા સંસ્કાર મળ્યા હોય, પણ તે એક અમુક મુખ્ય મધ્ય માર્ગમાં વહેતું હોય છે અને આત્માની સઘળી ગૌણ શક્તિઓ એકજ કેંદ્રમાં લાવવામાં આવે છે તથા ત્યાં તેઓનું યોગ્ય પ્રકટીકરણ થાય છે. કુદરત-

માં શક્તિઓનો લગાર પણ મિથ્યા વ્યય આપણે જોતા નથી; કાંઇ પણ પ્રારબ્ધ ઉપર છોડવામાં આવ્યું નથી. અવ્યવસ્થા-માંથી પહેલીજ વાર સૃષ્ટિનો કાંઠલો ફેંકાયો ત્યારથી દરેક સોનેરી તાંતણા માટે એક ચોક્કસ યોજનાનુસાર એક અમુક માર્ગ નક્કી કરવામાં આવ્યો છે.

દરેક પાંદડું, દરેક ફૂલ, દરેક સ્ફટિક અને દરેક અણુનો પણ પોતાનો એક હેતુ નક્કી થયેલો હોય છે. સૃષ્ટિમાં સર્વો-ત્કૃષ્ટ રચના મનુષ્યની છે અને તેમાં પણ આવોજ હેતુ છે.

ઊંચું નિશાન રાખવાને યુવાન માણસોને કહેવામાં આવે છે, પણ જે નિશાન તાકીને આપણે મારી શકીએ તેજ નિશાન આપણે રાખવું જોઇએ. **નહિ ઘડાયલા આરસમાં જે ફિરસ્તાની આકૃતિ જોઇ શકતો નથી, તેમાં તે હથોડા અને ટાંકણાથી કદી કોરી શકતો નથી.** ધનુષમાંથી છૂટેલું બાણ પોતાના માર્ગમાં પોતે કોને મારી શકશે, તે જોવાને તે આમ-તેમ આથડતું નથી; પણ તે તો સીધું નિશાન તરફ જાય છે. પોતાને કયો પ્રકાશ પસંદ છે, તે જોવાને આકાશના બધા પ્રકાશ તરફ લોહચુંબકની સોય વળતી નથી. સૂર્ય આંજી નાખે છે, ખરતા તારા પ્રકાશે છે, અન્ય તારાઓ ઝગમગે છે અને તેને પોતાના તરફ ખેંચવા પ્રયત્ન કરે છે; પરંતુ સોય તો પોતાનીજ પ્રેરણાને વળગી રહે છે અને તડકામાં તેમ તોફાનમાં કદી ભૂલ કરતી નથી. તે તો દૃઢતાથી ઉત્તર તરફના તારા તરફ વળે છે; કારણકે જ્યારે સઘળા જમાનામાં બીજા બધા તારા પોતાના મહાન મધ્યબિંદુની આજુબાજુ અવિરત ગતિએ ચાલે છે, ત્યારે એકલો આજ તારો, જે કેટલો દૂર છે તે માણસ જાણતાં નથી તે પોતાના ૨૫૦૦૦ વર્ષના વર્તુલાકાર પ્રવાસમાં બાદશાહી ગતિ-થી વ્યાવહારિક રીતે સ્થિર રહીને એક દિવસ નહિ, પણ સૈકા સુધી ચાલે છે. આ રીતે જીવનના માર્ગમાં બીજા તેજોરાશિ, આપણા હેતુથી, સત્ય અને કર્તવ્યના માર્ગથી આપણને દૂર લઇ જવા પ્રકાશશે, પણ જેનો પ્રકાશમાત્ર ઉછીનો છે, તેવો ચંદ્ર, અગર જે પ્રકાશે છે, પણ માર્ગ બતાવતા નથી તેવા ખરતા તારા, આપણા હેતુરૂપ સોયને તેની આશારૂપ–ઉત્તર તરફના તારાથી ખસેડે નહિ, એ માટે આપણે સાવધાન રહેવું જોઇએ.



# ૮—સમય વિષે—ઝડપથી કામ કરવાના ગુણથી મળતી ફતેહ

"સમયના મહાન ઘડિયાળ ઉપર માત્ર એકજ શબ્દ—'હાલ,' 'વર્તમાન' એ છે.

"એક પણ સેકન્ડ કે સેકન્ડનો દસ–લાખમો ભાગ ખોયા વગર, જોખમ ભરેલા માર્ગ ઉપર, જમાનાના જમાના સુધી, પૃથ્વી પાછી પાંચ અજબ્બ માઇલના વર્તુલ ઉપર અયન તરફ નિર્ણીત સમયે દિવ્ય ચોકસાઇથી જાય છે તે જુઓ." —એડવર્ડ એવેરેટ

"આપણા પ્રારબ્ધના તંતુ કયી તરફ ઊડી રહ્યા છે, તે ઘણીવાર આપણે જોઇ શકતા નથી. અનુકૂળ સમય, ઘણી વાર એક ક્ષણ સુધીજ રજૂ થાય છે; આપણે તે ગુમાવીએ તો મહિનાઓ અને વર્ષો આપણે ગુમાવીએ છીએ.

"'ધીરે ધીરે' ના માર્ગથી 'કદી નહિં' ના મકાન ઉપર આપણે આવીએ છીએ." —સર્વેન્ટિસ

"ક્યારે આપણે શરૂ કરવું તેનો વિચાર કરતાં ઘણી વાર એમ બને છે કે, કામ કરવાની શરૂઆત કરવી પણ અશકય થઇ પડે છે." —કવીન્ટીલિયન

"જ્યારે મૂર્ખ કાંઈ નિશ્ચય કરે છે, ત્યારે બજાર અનુકૂળ હોતું નથી." —એક સ્પેનિશ કહેવત

"દોડવું નિરર્થક છે. વખતસર નીકળવું એજ ખરેખરી મુખ્ય બાબત છે." —લાફોન્ટેન

"ભટકીને આજનો દિવસ ખુઓ, કાલે પણ તેમજ થશે અને તે પછી વળી વધુ વિલંબ થશે.

**"વર્તમાનને તેના અગ્રભાગથી પકડો." —શેકસપિયર**

ઈંગ્લેંડના રાજા આઠમા હેન્રીના સમયમાં, સંદેશાઓ ઉપર ફાંસીએ લટકતા ખેપિયાના ચિત્ર સાથે, "ઝડપ કરો, ઝડપ કરો, ઝડપ નહિ કરો, તો મરશો" એમ વારંવાર લખવામાં આવતું હતું. તે સમયમાં ટપાલ ઑફિસો નહોતી અને ઢીલ થાય તો ફાંસીએ લટકવાની ધાસ્તી સાથે સરકારી ખેપિયાઓ કાગળો લઇ જતા તથા લાવતા. હાલ જે મુસાફરી આપણે થોડા કલાકમાં કરીએ છીએ, તેને માટે ઘોડાગાડીથી ટપાલ લઈ જવાના જમાનામાં અક્કેક મહિનો થતો અને સાથે ભય પણ રહેતો. આવી રીતે તે વખતમાં પણ બિનજરૂરી ઢીલને એક ગુનો ગણવામાં આવતો. હાલના સુધારાનો પણ મોટામાં મોટો એક લાભ એ છે કે, વખતનું માપ બાંધીને તેનો ઉપયોગ કરવામાં આવે છે. સો વર્ષ પહેલાં જે કાંઈ કામ ૨૦ વર્ષમાં થતું, તે હાલ એક કલાકમાં આપણે કરી શકીએ છીએ અને તે જોતાં એક થોડી મિનિટ ગુમાવવા માટે પણ તે વખતે ફાંસી મળતી, તો તેવાજ ગુના માટે હાલ કેવી સજા થવી જોઇએ?

સીઝર જ્યારે રાજસભામાં જઇ પહોંચ્યો, ત્યારે એક સંદેશો વાંચતાં ઢીલ થઇ અને તેનો પ્રાણ ગયો. ઢીલનું પરિણામ જોખમભર્યું આવે છે. "વૉશિંગ્ટન ડેલાવર ઓળંગે છે" એવો કાગળ એક ખેપિયો લાવ્યો, ત્યારે ટ્રેન્ટનનો હેસિયન સરદાર કર્નલ રાહલ પત્તાં ખેલતો હતો. રમત પૂરી થતાં સુધી તેણે તે કાગળ ગજવામાં વાંચ્યા વગર રાખી મૂક્યો. રમત પૂરી થયા પછી તેણે એ કાગળ વાંચ્યો અને પોતાનાં માણસો એકઠાં કર્યાં; પરંતુ તે માણસો માર્યાં ગયાં અને તેનું લશ્કર શરણે ગયું. આ રીતે એક થોડી મિનિટની ઢીલથીજ તેણે માન, સ્વાતંત્ર્ય અને જિંદગી ગુમાવ્યાં.

**'ફતેહ' એ 'સમયપાલન' અને 'ચોકસાઇ' નામનાં બે સાદાં માબાપને પેટે જન્મ લે છે.** દરેક ફતેહમંદ જીવનમાં અમુક પળો એવી બારીક હોય છે કે તે વખતે મન જો જરા પણ ડગે, અગર જ્ઞાનતંતુ પાછો હઠે, તો સઘળી ખરાબી થાય છે. લેક્સિંગ્ટનની લડાઇની ખબર જ્યારે જનરલ પુટનામને મળી, ત્યારે પૂર્વ કનેક્ટિટમાં તે પોતાના છોકરા સાથે હળ ખેડતો હતો. તેણે જરા પણ વખત ખોયો નહિ. તેના ઘોડાની જોડ, હળના ચાસ ઉપરજ છોડવાનું અને થોડા દિવ-

સમાં તેની પાછળ લડાઇની છાવણીમાં આવવાનું કહીને તે ચાલ્યો ગયો. લશ્કરને જાગૃત કરીને તથા પોતાને મળવાનો હુકમ આપીને તેણે આખી રાત ઘોડા ઉપર મુસાફરી કરી અને હળ ખેડતાં તેણે જે અટાપટાવાળું બદન પહેર્યું હતું, તેજ બદન સાથે બીજે દિવસે સૂર્યોદય થતાંમાં તે કેમ્બ્રિજ જઈ પહોંચ્યો.

સન ૧૮૬૧ ના મેની ત્રીજી તારીખે મસાચુસેટ્સના ગવર્નર એન્ડ્રુએ પ્રેસિડન્ટ લિંકનને લખ્યું હતું કે, “ તમારૂં જાહેરનામું મળતાંજ અમે લડાઇનું કામ શરૂ કરી દીધું છે અને જેમ દુનિયામાં અમલદારીની રૂઢિઓ બિલકુલ ન હોય, એમ ગણીને અમેરિકન રાજવહીવટ ચાલે છે તથા અમેરિકન લોકો વર્તે છે તેમ–તેવાજ જુસ્સાથી લડાઇને લગતું અમારૂં કર્તવ્ય અમે કર્યું છે. ” તા. ૧૫ મી એપ્રિલે લશ્કર મોકલવા માટેનો સંદેશો વૅાશિંગ્ટનથી તેને મળ્યો હતો. તે પછીના રવિવારે ૯ વાગે તેણે કહ્યું કે, “ મસાચુસેટ્સથી માગેલી સઘળી ટુકડીઓ કાં તો વોશિંગ્ટન જઇ પહોંચી છે અગર રાજસભાના બચાવ માટે તે તરફના રસ્તે તે કૂચ કરતી હોવી જોઇએ. ” તે કહેતો કે, “ મારી આગળ એકજ સવાલ ઉપસ્થિત થાય છે, તે ‘ શું કરવું ’ એ છે અને જ્યારે તે સવાલનો ફડચો થાય, ત્યારપછી ‘ આગળ શું કરવું ’ એ રહે છે. ”

રસ્કિને કહ્યું છે કે, “ યુવાવસ્થાનો સઘળો સમય મુખ્યત્વે કરીને રચના, જ્ઞાનવૃદ્ધિ અને શિક્ષણનો છે. એવો એક પણ કલાક નથી કે જેમાં પ્રકાશમાન ભાવી રહેલું નથી. આ કલાકની દરેક મિનિટ એવી છે કે, જે એક વખત પસાર થઇ તો ધારેલું કામ ફરી થઇ શકેજ નહિ અને ભૂલી જવામાં આવેલો ઘા ઠંડા લોઢા ઉપરજ પડે. ”

દરેક લડાઇમાં એક સર્વોત્કૃષ્ટ સમય, એક અનુકૂળ વખત આવે છે કે જેનો લાભ લેવામાં આવે, તો વિજય મળે છે અને ઢીલ કરવામાં આવે, તો પરાભવ મળે છે. આ સર્વોત્કૃષ્ટ અનુકૂળ સમય ઉપર નેપોલિયન ઘણો ભાર મૂકતો. ઑસ્ટ્રિયનો પાંચ મિનિટની કિંમત સમજતા નહિ અને તેથીજ તે તેમનો પરાભવ કરી શકતો. એમ કહેવાય છે કે, જે જૂજ બાબતોને લીધે

વૉટર્લુ આગળ નેપોલિયનની હાર થઈ, તેમાં આ લડાઇના નાશકારક પ્રભાતે, તેણે તથા ગ્રાઉચીએ થોડીક પળ ગુમાવી, એ બાબત પણ કારણરૂપ હતી. બ્લુશર વખતસર હતો અને ગ્રાઉચી મોડો હતો. નેપોલિયનને સેંટ હેલિના મોકલવાને આટલુંજ કારણ બસ થઇ પડ્યું હતું. આ એક સ્વતઃસિદ્ધ સૂત્ર છે અને તે કહેવતરૂપ થઇ ગયું છે કે, “ગમે તે વખતે જે કાર્ય થઇ શકે તેવું હશે, તે કાર્ય (તેના તરફ કાળજી નહિ રહેવાથી) કોઇ પણ વખતે થઇ શકશે નહિ.”

રેવરંડ સિડ્નિ સ્મિથ કહે છે કે, “ખરી વાત એ છે કે, આ દુનિયામાં કોઇ કરવા લાયક કામ જો કરવુંજ હોય, તો ટાઢ અને ભયના ખ્યાલથી કાંઠા ઉપર ધ્રૂજતા આપણે ઊભા રહેવું નહિ; પણ તેમાં કૂદી પડીને આગળ વધવું જોઇએ. જોખમનીજ હંમેશાં ગણતરી કર્યા કરવી અને સારા પ્રસંગની વાટ જોયા કરવી, તેથી કાંઇ પણ વળશે નહિ. આ બધું કદાચ સતયુગના સમય માટે ઠીક હોઇ શકે, કે જ્યારે એક માણસ એક છપાવવા ધારેલો લેખ માટે ૧૫૦ વર્ષ સુધી સલાહ લીધા કરે અને તેની ફતેહ જોવા માટે તે પછી છસો સાતસો વર્ષ જીવે એ બની શકે તેવું હતું; પણ આજે એક માણસ રાહ જુએ, શંકામાં પડે, સંકોચ ધરે; પોતાના ભાઇને પૂછે, કાકાને પૂછે, કુટુંબને અને પોતાના અમુક મિત્રોને પૂછે અને એમ કરતાં કરતાં પછી સાઠ વર્ષનો થાય, ત્યારે તેને એક દિવસ માલૂમ પડે કે પોતાના ભાઇઓ અને મિત્રોની સલાહ લેવામાંજ તેનો એટલો બધો વખત ગયો છે કે જેથી હવે તેને અનુસરવા જેટલો વખત રહેવા પામ્યો નથી.

લંડનની આફ્રિકન એસોસિયેશનની ઇચ્છા લેડયાર્ડને આફ્રિકા મોકલવાની હતી. “તમે ક્યારે નીકળશો?” એમ તેને પૂછવામાં આવ્યું, ત્યારે “આવતી કાલે સવારે” એવો જવાબ મળ્યો. જોન જર્વિસ, જે પાછળથી અર્લ સેંટ વિન્સેન્ટ તરીકે જાણીતા થયા હતા, તેમને પૂછવામાં આવ્યું કે, “તમે તમારા વહાણને ક્યારે જઇને મળશો?” તેણે જવાબ આપ્યો કે, “હમણાંજ.” કોલિન કેમ્પબેલને હિંદુસ્તાનના લશ્કરનો સેનાપતિ નીમવામાં આવ્યો, ત્યારે તેને પૂછવામાં આવ્યું કે, “તમે ક્યારે નીકળશો?” ત્યારે વિના સંકોચે તેણે જવાબ આપ્યો કે, “કાલે.” નેપોલિયન કહેતો કે, “**જે પળ ગુમાવવામાં આવે**

છે, તેથી આપત્તિને તક મળે છે."

આજનું કર્તવ્ય કાલ સુધી મુલતવી રાખવામાં જે શક્તિ ગુમાવવામાં આવે છે, તેટલી શક્તિથી તો તે કામ થઇ શકે છે. જે કામ મુલતવી રાખવામાં આવ્યું હોય છે, તે પાછળથી કરવું કેટલું બધું સખ્ત અને નાપસંદ થઇ પડે છે! જે કામ વખતસર કરવામાં આવે છે, તે આનંદ અને ઉત્સાહ સાથે થાય છે. દિવસો અને અઠવાડિયાં સુધી મુલતવી રાખ્યા પછી તે વેઠ જેવું થાય છે. કાગળ મળે કે તરતજ જેટલી સહેલાઇથી તેનો ઉત્તર લખાય છે, તેટલી સહેલાઇથી પાછળથી લખાતો નથી. કેટલીક પેઢીઓનો એવો નિયમ હોય છે કે, એક પણ કાગળ એક રાત્રી પણ ઉત્તર લખ્યા વગર કદી પણ રાખવો નહિ. કોઇ પણ કામ તરત કરવાથી તેમાંનું વેઠ જેવું તત્ત્વ નીકળી જાય છે. મુલતવી રાખવાનો અર્થ મૂકી દેવા જેવોજ થાય છે અને "હમણાં કરૂં છું" એનો અર્થ થવાનું નથી એવો થાય છે. કામ કરવું એ બીજ વાવવા જેવું છે. જો બરોબર વખતે તે કરવામાં ન આવે, તો હમેશને માટે તે પછી કમોસમનું થઇ પડશે. ઢીલથી કરવામાં આવેલા કામનું ફળ પરિપકવ સ્થિતિમાં આણવા માટે અનંતતાની ઉષ્ણતા પણ પૂરી થઇ પડે નહિ. એક તારા કે ગ્રહની ગતિમાં એક સેકંડની પણ ઢીલ થાય, તો તેથી આખા વિશ્વની એકતા તૂટી જાય.

મેરિયા એજવર્થે કહ્યું છે કે, "વર્તમાન જેવો કોઇ સમયજ નથી; એટલુંજ નહિ પણ એવી કોઇ પણ પળ નથી, એવું કોઇ તાત્કાલિક બળ કે શક્તિ નથી કે જે વર્તમાનમાં ન હોય. પોતાના નિશ્ચય તાજા હોય તેટલામાંજ પોતાના ઠરાવ જે અમલમાં મૂકતો નથી, તે ભવિષ્યમાં તેમાંથી કાંઇ આશા જેવું મેળવતો નથી. જગતની ત્વરિત ગતિમાં આ ઠરાવ વ્યર્થ જશે, ગુમાવવામાં આવશે અગર તો આળસના કીચડમાં ડુબી જશે." કોબેટ કહેતો કે, "પોતાની સઘળી કુદરતી શક્તિઓ એકત્ર કરવાથી નહિ, પણ પોતે હંમેશાં તૈયાર રહેતો તેથીજ તેને ફતેહ મળતી."*

હિરેકલીટ્સ કહેતો કે, "નદીના એકજ પ્રવાહમાં બે વાર

* કોબેટ કહે છે કે, "આ ગુણથીજ લશ્કરમાં મને અસાધારણ પ્રમોશન મળ્યું હતું; મારે દસ વાગે પહેરા ઉપર જવું હોય, તો હું નવ વાગે તૈયાર રહેતો અને કોઇ પણ માણસ અગર ચીજને મારે માટે વાટ જોવી પડતી નહિ."

તમે નાહી શકો નહિ.”

સર વૉલ્ટર રેલેને એક માણસે પૂછ્યું કે, “આટલા ટૂંક સમયમાં આટલું બધું કામ તમે શી રીતે કરી શકો છો?” જવાબ મળ્યો કે, “જે વખતે મારે કાંઇ કરવાનું હોય છે, તેજ વખતે હું તે કામ ઉપર જઇને તે કરી નાખું છું. ઢીલ કરનારમાં વિવેક-શક્તિ વધારે હોય, તોપણુ તે નિષ્ફળ જાય છે. વખતસર કામ કરનારથી પ્રસંગોપાત ભૂલ થાય તોપણુ તેને ફતેહ મળે છે.”

એક ફ્રેંચ રાજદ્વારીને પૂછવામાં આવ્યું કે, “અનેક સાંસારિક કર્તવ્યો પર તમારે ધ્યાન આપવાનું હોવા છતાં આટલું બધું કામ તમે શી રીતે કરી શકો છો?” ત્યારે તેનો જવાબ મળ્યો કે, “જે આજ થઇ શકે, તે કાલ ઉપર કરવાનું હું રાખતો નથી; તેથીજ તે સઘળું હું કરી શકું છું.” જાહેર જીવનમાં નિષ્ફળ ગયેલા એક માણસ વિષે એમ કહેવાય છે કે, આ કહેવતથી ઊલટી રીતે તે કામ કરતો; અર્થાત્ કાલ બની શકે તે આજ કરશો નહિ એવી કહેવત તેણે ગોઠવી હતી. આવા અવળાપણાને લીધે કેટલા બધા માણસો પોતાની ફતેહ ગુમાવી બેઠા છે! ઍમોસ લૉરેન્સનું સૂત્ર એ હતું કે, “**પહેલું કામ અને પછી બાઇબંધી.**”

કૉટને કહ્યું: “તેં એમ કહ્યું કે, કાલ? જા, હું તે સાંભળીશ નહિ. કાલ એવી ઢોંગી છે કે, જે દરિદ્રતાને મૂકી જાય છે અને સમૃદ્ધિ લઈ જાય છે; રોકડ લઇ જાય છે અને મૂર્ખનું નાણું, ઇચ્છાઓ, આશાઓ અને વચનો સિવાય બીજું કાંઇ પણ આપતી નથી. કાલ, એ એવી મુદત છે કે જે વખતનાં જૂનાં પુરાણાં રજિસ્ટરોમાં ક્યાંય પણ મળતી નથી. કદાચ મૂર્ખ લોકોનાં પંચાંગમાં તે મળે છે. **દીર્ઘદૃષ્ટિ ‘કાલ’ શબ્દનો અનાદર કરે છે અને જેઓ તેનો આદર કરે છે, તેની સંગતિ તે કરતી નથી.** કલ્પનાનું તે બાળક છે અને મૂર્ખતા તેની માતા છે. સ્વપ્ન અને કાલ એની બનાવટ સરખી છે અને સાંજની કલ્પિત મનોસૃષ્ટિના જેવી પાયા વગરની છે. ફતેહના માર્ગમાં નિષ્ફળ થયેલા કેટલાક માણસોને એમ બોલતા સાંભળ્યા છે કે, ‘કાલ’ની પાછળ મેં મારી જિંદગી એવી ખાતરીથી, એવી આશાથી ગુમાવી છે કે, કાલથી ભવિષ્યમાં મને કાંઇ પણ મોટો લાભ થશે.”

આવતી કાલ એ સેતાનનું સૂત્ર છે. અધીં પૂરી કરવામાં આવેલી યોજના અને અમલમાં નહિ મૂકેલા ઠરાવોને લીધે જાણીતા માણસો તેના ભોગ થઇ પડ્યાનાં અનેક દૃષ્ટાંતો સર્વ ઇતિહાસમાં જોવામાં આવે છે. સુસ્તી અને નાલાયકીનો તે પ્રિય આશ્રય છે.

'લોઢું ગરમ હોય ત્યારેજ ટીપો,' 'સૂર્ય પ્રકાશતો હોય ત્યારેજ ઘાસ સૂકવો,' એ સૂત્ર સોનાનાં છે. શરૂઆત કરવાને અને પોતાને કામે વળગવાને આપણામાંના ઘણાને પ્રોત્સાહન જોઇએ છીએ. પોતાને સુસ્તી ક્યારે આવે છે, તે પણ ઘણા માણસ જોઇ શકતા નથી. જમ્યા પછી કેટલાક ઉપર તેનો હુમલો થાય છે. દરેક જણના જીવનમાં દરરોજ એક કસોટીનો કલાક હોય છે. દિવસ બચાવવો હોય, તો તે ગુમાવવાને બદલે તેનો સદુપયોગ થવો જોઇએ. ઘણા લોકો દિવસની ફતેહની કસોટી સવારે વહેલા કરે છે. ડેનિયલ વેબ્સ્ટર નાસ્તા પહેલાંજ ૨૦ થી ૩૦ કાગળના ઉત્તર લખી વાળતો.

એક માણસ હેન્રીની હાજરીમાં મેનની હોશિયારી અને હિંમતનાં વખાણ કરતો હતો. હેન્રીએ કહ્યું કે, "તમારી વાત ખરી છે. તે મોટો કમાન છે, પણ હું હમેશાં પાંચ કલાક તેની આગળ રહું છું." હેન્રી સવારમાં ચાર વાગે ઊઠતો અને મેન દસ વાગે ઊઠતો. તેમની વચ્ચેનો તફાવત આજ હતો. અનિશ્ચિતપણું એ પણ એક રોગ છે અને મુલતવી રાખવાનો દુર્ગુણ એ તેની શરૂઆત છે. અનિશ્ચિતપણાનો ફક્ત એકજ ઉપાય છે અને તે "તરત નિર્ણય ઉપર આવવું" એ છે; નહિ તો તે રોગ, સઘળી ફતેહ અને પરિપૂર્ણતાનો નાશ કરશે. જે અદૃઢ રહેશે તેના બાર વાગી જશે.

એક પ્રખ્યાત લેખક કહે છે કે, "પથારી એ અસત્ય આભાસનો વીંટો છે. આપણે કંટાળીને બિછાનામાં જઇએ છીએ, છતાં તે દિલગીરી સાથે આપણે છોડીએ છીએ. વહેલા ઊઠવા માટે દરેક રાત્રે આપણે નિશ્ચય કરીએ છીએ, પણ દર સવારે આપણાં શરીર પડી રહેવાનો નિશ્ચય બતાવે છે; છતાં જે લોકોએ નામ કાઢ્યાં છે, તે બધા વહેલા ઊઠનાર હતા. પીટર ધ ગ્રેટ હમેશાં અંધારામાં ઊઠતો. તે કહેતો કે, "મારે મારી જિંદગી જેમ બને તેમ લાંબી કરવી છે, તેથી હું જેમ બને તેમ થોડી ઊંઘ

લઉં છું." આલ્ફ્રેડ ધ ગ્રેટ પણ અંધારામાં ઊઠતો. કોલંબસે અમેરિકાના પ્રવાસની યોજના સવારમાં વહેલી કરી હતી. નેપોલિયન પોતાનાં મહાન યુદ્ધોની યોજનાઓ સવારમાંજ કરતો. પ્રાચીન તેમજ આર્વાચીન સમયના બધા ખગોળવેત્તાઓ વહેલા ઊઠતા. કોપર્નિકસ પણ વહેલો ઊઠતો. બ્રાયન્ટ પાંચ વાગે ઊઠતો. બૅન્ક્રોફ્ટ પ્રભાતે ઊઠતો. આપણા લગભગ સઘળા ગ્રંથકારો સવારમાં વહેલા ઊઠતા. વૉશિંગ્ટન, જેફ્ર્સન, વેબ્સ્ટર, કલે, કાલ્હુન સઘળા વહેલા ઊઠનાર હતા. આઠમો હેન્રી સાત વાગે નાસ્તો લેતો અને દસ વાગે જમતો.

જોન જેકબ અસ્ટર અને કૉર્નેલિયસ વૅન્ડરબિલ્ટને દર સવારે નિશ્ચિત વખતે ઊઠવાની અને તેની સાથે ગમે તે હોય, તોપણ નિશ્ચિત સમયેજ સૂવાની તેમને ટેવ હતી.

વૉલ્ટર સ્કૉટ સમયનું બરાબર પાલન કરનાર હતો. તેની મહાન ફતેહોનું આ રહસ્ય છે. જે દિવસે ટપાલ મળે, તે દહાડેજ તે તેનો જવાબ લખી નાખતો. તે પાંચ વાગે ઊઠતો. નાસ્તો કરતાં કરતાંમાં તો તે દિવસના કામનો મોટો ભાગ પૂરો કરી લેતો. એક યુવાન જેને જગા મળી હતી અને તેની સલાહ માગી હતી, તેને તેણે આ મુજબ સલાહ આપીઃ "તમારો વખત પૂરેપૂરો ન વપરાય એવી જે લાલચ સહેજમાં તમને થાય છે, તેથી છેતરાઈ જતા નહિ. જે કાંઈ કરવાનું હોય, તે તરતજ કરી નાખો અને કામ કર્યા પછીજ વિશ્રાંતિના વખતનો ઉપયોગ કરો, તેના પહેલાં કદી તેવો ઉપયોગ કરો નહિ."

સવારે વહેલા ઊઠવાની કિંમતી ટેવ વિષે ઝાઝું કહેવું જરૂરનું નથી. **કુટુંબની અવનતિની પહેલી નિશાની મોડા ઊઠવું તે છે.** કોઈ પણ માણસ માટે આઠ કલાકની ઊંઘ પૂરતી છે. ઘણી વાર સાત કલાક પણ પૂરતા થઈ પડે છે. જો માણસ સશક્ત હોય, તો ઊંઘના આઠમા કલાક પછી તરતજ ઊઠીને તેણે કામ ઉપર ચડવું જોઈએ.

હેમિલ્ટન કહે છે કે, "એક વિચિત્ર આપત્તિ આપણા માનવમિત્રો ઉપર આવી પડી છે. ઈશ્વરે જ્યારે તેમને જન્મ આપ્યો, ત્યારે તેણે તેમને કામ કરવાનું પણ આપ્યું અને તે માટે તેમને પૂરતો સમય પણ આપ્યો. એ સમય તેણે એટલો બધો આપ્યો

છે, કે જેથી તેઓ ખરી વખતે શરૂઆત કરી શકે અને જો તેઓ પૂરતા બળથી કામ કરે, તો તેઓનો સમય અને તેમનું કામ એકજ વખતે પૂરાં થાય; પણ ઘણાં વર્ષ પહેલાં તેમના ઉપર એક વિચિત્ર આપત્તિ આવી પડી. તેમને આપવામાં આવેલા સમયનો કેટલોક ભાગ તેમણે ગુમાવ્યો. તેનું શું થયું, તે તેઓ જાણતા નથી, પણ સમય ગયો એ વિષે તો શક નથી; કારણકે જેમ બે માપની લીટી સાથે સાથે આડી મૂકવામાં આવે અને એકબીજા-થી એકાદ ઇંચ ટૂંકી હોય, તેમ તેઓનું કામ અને તેમનો વખત સાથે ને સાથે પસાર થાય છે; પણ તેમનું કામ તેમના સમયથી દસ મિનિટ આગળજ હોય છે; એટલે તેમના કામમાં તેઓ હમેશાં દસ મિનિટ મોડા પડે છે. તેઓ અનિયમિત નથી, પણ તેઓ મોડા જાગે છે. ટપાલ બંધ થયા પછી એક મિનિટે તેમની ટપાલ નાખવામાં આવે છે. તેઓ ડેક ઉપર આવે છે, તેટલામાં તો સ્ટીમર ઊપડી જાય છે. સ્ટેશન ઉપર આવે છે અને સ્ટેશનના ઝાંપા બંધ થાય છે. તેઓ કાંઇ વાયદો રાખતા નથી અગર કર્તવ્ય ભૂલતા નથી; પણ તે હમેશાં કામ પર મોડા આવે છે અને હમેશાં નિષ્ફળ જવા જેટલા તેઓ મોડા પડે છે."

કોઇકે એમ કહ્યું છે કે, "ઝડપથી કામ કરવાની ટેવ એ એક ચેપી પ્રેરણા જેવી છે. તે પ્રેરણારૂપ હોય અગર તો પ્રાપ્ત કરવામાં આવી હોય, પણ સુધારણા માટેના વ્યાવહારિક સદ્‌ગુણોમાંનો તે એક ખાસ ગુણ છે, એ તો નક્કી છે."

લગ્ન જેટલું પવિત્ર છે, તેટલીજ પવિત્ર એક બીજી બાબત છે અને તે વાયદા પ્રમાણે મળવાનો તેમજ કામ કરવાનો ગુણ એ છે. જે માણસ નક્કી કરેલા સમયે તે કામ કરવામાં અથવા મળવામાં નિષ્ફળ જાય છે, તેને કાંઇ સબળ કારણ ન હોય, તો ખરી રીતે જૂઠોજ ગણી શકાય અને જગત તેને જૂઠોજ ગણે છે.

ડૉ૦ ફિચે કહ્યું છે કે, "પૂર્ણ વિચાર અને ગંભીર માન્યતા સાથે હું મારો અભિપ્રાય દર્શાવું છું કે, **જે માણસ નક્કી કરેલા સમયે નક્કી કરેલે ઠેકાણે જવામાં ઢીલ કરે છે, તે કદી સન્માન અગર ફતેહ પામશે નહિ**" હૉરેસ ગ્રીલિએ કહ્યું છે કે, "જે કોઇ માણસને બીજા માણસના વખત માટે દરકાર હોય, તેને તેમના દ્રવ્ય માટે પણ વિચાર નજ હોવો જોઇએ. એક માણસનો એક કલાક લેવો અને તેના પાંચ ડૉલર લેવા એ બરોબર

છે. એવા ઘણા માણસ છે કે જેમને તેમના ધંધાના સમયનો દરેક કલાક પાંચ ડૉલર કરતાં પણ વધારે કિંમતી છે.”

પોમ્પીઆઇએ કહ્યું છે કે, “મારે જીવવું એ જરૂરનું નથી; પણ અમુક કલાકે અમુક સ્થળે મારે હોવું એ જરૂરનું છે.”

પ્રેસિડન્ટ વૉશિંગ્ટન જ્યારે ચાર વાગે જમતા હતા, ત્યારે વ્હાઇટ હાઉસમાં જમવા બોલાવેલા કોંગ્રેસના નવા સભાસદ કેટલીક વખત મોડા આવતા અને પ્રેસિડન્ટને જમતા જોઇ તેમને ક્ષોભ થતો. વૉશિંગ્ટન કહેતો કે, “જમનાર આવ્યા છે કે નહિ, એમ મારો રસોઇઓ કદી પૂછતો નથી. જમવાનો વખત થયો છે કે નહિ એજમાત્ર મારો રસોઇઓ પૂછે છે.”

“મારી ઘડિયાળ પાછળ છે, ધીમી છે” એમ કહી મોડા આવવા માટે વૉશિંગ્ટનનો સેક્રેટરી જ્યારે બહાનું રજૂ કરતો, ત્યારે વૉશિંગ્ટન જવાબ આપતો કે, “કાં તો તારે નવું ઘડિયાળ લેવું જોઇએ અગર મારે બીજો સેક્રેટરી મેળવવો જોઇએ.”

ફ્રેન્કિલનનો એક નોકર હમેશાં મોડો થતો અને હમેશાં કાંઇક બહાનું બતાવવાને તે તૈયાર રહેતો. આ નોકરને ફ્રેન્કિલન કહેતો કે, “મને સાધારણ રીતે એમ માલૂમ પડ્યું છે કે, જે **માણસ બહાનાં બતાવવામાં હોશિયાર હોય છે, તેઓ બીજા કશામાં હોશિયાર હોતા નથી.**”

એક પ્રસિદ્ધ પ્રવાસ માટે વિદાય થવાની તૈયારી વખતે નેલ્સનના કોચમેને કહ્યું કે, “ગાડી બરાબર છ વાગે બારણાં આગળ આવશે.” એડમિરલ નેલ્સને કહ્યું કે, “પા કલાક પહેલાં આવવી જોઇએ; કેમકે **વખતના પા કલાક અગાઉ હું દરેક કામમાં હંમેશાં દાખલ થાઉં છું અને તેથીજ હું માણસ બન્યો છું.**” નેપોલિયને એક દિવસે પોતાના સરદારોને જમવા બોલાવ્યા; પણ નક્કી કરેલે વખતે તેઓ નહિ આવવાથી તે તેમના વગર જમવા લાગ્યો. તે જમીને ઊઠ્યો હતો, તેવામાં તે આવ્યા. તેમને તેણે કહ્યું કે, “ગૃહસ્થો! હવે જમવાનો વખત થઇ ગયો છે અને હવે આપણે હાલ ને હાલ કામ ઉપર લાગીશું.” બ્લુશર સૌથી ઝડપથી કામ કરનાર હતો. તે માર્શલ “ફૉરવર્ડ” કહેવાતો. જોન ક્યુ એડમ્સ કદી પણ વખતની પાછળ રહેતો નહિ અને તેને માટે તે જાણીતો હતો.

મિ૦ એડમ્સને હાઉસ ઑફ રીપ્રેઝેન્ટેટિવ્ઝમાં આવતો જોઈ હાઉસને સાવધાન થવા કહેવાના વખતની સ્પીકરને ખબર પડતી. એક વખતે એક સભાસદે કહ્યું કે, "કામ ચલાવવાનો વખત થયો છે." એક બીજા સભાસદે કહ્યું: "ના, મિ૦ એડમ્સ હજુ પોતાની જગા પર આવ્યા નથી." એમ માલૂમ પડ્યું કે, ઘડિયાળ ત્રણ મિનિટ આગળ હતું અને તે મિનિટ પૂરી થતાં મિ૦ એડમ્સ આવી પહોંચ્યા.

લૉર્ડ બ્રોહામ જે પોતાની હમેશની મહેનત ભરેલી ફરજો ઉપરાંત અમીરોની સભાના, કોર્ટ ઑફ ચેન્સરીના અને બીજી ડઝન સાહિત્યસભાઓના પ્રેસિડન્ટ હતા, તેઓ નક્કી કરેલે વખતે પોતાની જગા ઉપર હાજર થતા. ઘડિયાળની માફકજ તેઓ વખતસર કામ કરનાર હતા.

સ્કૂલ અગર કૉલેજમાં વેબ્સ્ટર મુખપાઠ વખતે કદી પણ મોડો પડતો નહિ. કૉર્ટમાં, કોંગ્રેસમાં તેમ જનસમાજમાં બરાબર વખતસર તે હાજર રહેતો. અસાધારણ ઉદ્યોગી જીવનની ચિંતાઓ અને ગભરાટમાં પણ હૉરેસ ગ્રીલિ પોતાના કામકાજમાં, મળવા વગેરેના કામમાં નિયમિત રહેતો. ફુરસદવાળા અને મળવા આવનાર માણસો માટે પોતે રાહ જોતો હોય તે સમયમાં તે "ટ્રિબ્યુન" માટે ઘણા તીક્ષ્ણ લેખ લખતો.

ધૂમકેતુ, જે આપણા વાતાવરણની મુલાકાત દસ હજાર વર્ષે એક વખત લે છે, તે એક મિનિટ પણ પાછળ હોતો નથી. પ્રહસનમાં જેમ "સંક્ષેપ" મહત્ત્વનો હોય છે, તેમ ધંધામાં મહત્ત્વની બાબત સમયાનુપાલન છે.

દરેક ધંધાદારી માણસ જાણે છે કે, કેટલીક પળો એવી હોય છે કે જેના ઉપર વર્ષોના ભાવીનો આધાર રહે છે.

બેંકમાં તમે જરા મોડા પહોંચશો, તો તમારાં કાગળિયાં માટે વાંધો ઊઠશે અને તમારી શાખ નીકળી જશે. પોતાના વેપારી જીવનમાંનાં પહેલાં સાત વર્ષમાં એક બિલ પણ ચૂકવ્યા વગર એક પણ રવિવાર ઍમોસ લૉરેન્સ જવા દેતો નહિ. સમયનું પાલન એ સભ્યતાના સર્વ ગુણોના રાજા જેવો ગુણ છે. પોતાના ધંધાના વખતને પહોંચી વળવા માટે કેટલાક માણસો હમેશાં દોડ્યા કરે છે. તેઓ હંમેશાં ઉતાવળમાં હોય છે અને

ટ્રેન ઉપર જવાને મોડા પડ્યા હોય એવો ખ્યાલ તમને આપે છે. તેઓમાં કામ કરવાની પદ્ધતિ હોતી નથી અને તેથી ભાગ્યેજ તેઓ ઘણું કામ કરી શકે છે.

શાળા અને પાઠશાળાના જીવનની સારામાં સારી બાબત એક એ છે કે, ઊઠવા માટે, મુખપાઠને માટે કે ભાષણને માટે જે ઘંટ વાગે છે, તે માણસને ઝડપથી કામ કરતાં શીખવે છે.

ખરામાં ખરો વખત આપનાર ઘડિયાળ દરેક જુવાન માણસ પાસે હોવી જોઇએ. જે ઘડિયાળ લગભગ બરાબર હોય છે, તેથી ખોટી ટેવ પડે છે અને તેમાં રોકેલા પૈસા નકામા છે. જો તમારે ફાટેલાં લૂગડાં પહેરવાંજ પડે તો પહેરો; પણ ખોટો ટાઇમ આપનાર ઘડિયાળ તો રાખતાજ નહિ.

એચ૦ સી૦ બ્રાઉન કહે છે કે, "જે છોકરો વખતસર હોય છે, તે મને ઘણો ગમે છે. એવા માણસ ઉપર વિશ્વાસ રાખવાની અને વધારે મહત્ત્વની બાબતો વિશ્વાસથી તેને સોંપવાની તમને કેવી ઝડપથી વૃત્તિ થાય છે! વખતસર કામ કરવાની જે છોકરાએ આબરૂ મેળવી હોય, તેણે ભવિષ્યમાં તેના કામકાજમાં ફતેહ આપનાર થાપણમાં મુદ્દામાં વધારો કર્યો છે, એમ સમજવું."

ઝડપથી કામ કરવાથી વિશ્વાસ ઉત્પન્ન થાય છે અને શાખ બંધાય છે. આપણાં પોતાનાં કામ સુવ્યવસ્થિત છે તેની તે સારામાં સારી સાબિતી છે અને એથી કરીને આપણી શક્તિઓ વિષે બીજાને વિશ્વાસ બેસે છે. જે માણસ વખત આપ્યા પ્રમાણે કામ કરે છે, તે પોતાનાં બીજાં વચન પણ પાળશેજ.

સરકારનાં વહાણ જેમ હમેશ વ્યવસ્થિત અને તરત લડવાને તૈયાર રહે છે, તેમ તમારો ધંધો અને તે ધંધાની દરેક બાબતને તૈયાર રાખો.

"કદી નહિ કરવા કરતાં મોડું પણ કામ કરવું એ સારૂં છે" એ કહેવત "કદીજ મોડા નહિ થવું" તેનાથી અર્ધીય સારી નથી.

ડ્રાઇવરનું ઘડિયાળ પાછળ હોય, તો રેલવેની અથડાઅથડીનો ભયંકર અકસ્માત બને છે. હુકમ પ્રમાણે મોકલી શકાય એવાં નાણાં મોકલવામાં આડતિયો વિલંબ બતાવે છે, તો ભારે મિલકતવાળી એક પેઢી નાદાર બની જાય છે. માફીનો પત્ર લઇ આવનાર કાસદ પાંચજ મિનિટ મોડો આવે, તો એક નિર્દોષ માણસ

ફાંસીને લાકડે લટકી જાય છે. કેટલીક વાર એકાદ નજીવી વાત માટે એક માણસને પાંચ મિનિટ રોકવામાં આવે છે; પણ એકજ મિનિટ માટે તે ટ્રેન અગર સ્ટીમર ચૂકી જાય છે.

સમટર શરણે આવવાની વાત સાંભળતાંજ ગ્રેન્ટે ભરતી કરવાનો નિશ્ચય કર્યો. ફોર્ટ ડોનેલ્સન આગળ બકનરે જ્યારે સુલેહનો વાવટો મોકલ્યો અને શરણે આવવાની શરતો વિષે વિચાર કરવા કમિશ્નરો નીમવાની માગણી કરી, ત્યારે તેણે તરત જવાબ આપ્યો કે, "કોઇ પણ શરત વગર અને ત્વરિત શરણે આવવાના કરાર સિવાય બીજા કોઇ કરાર સ્વીકારી શકાય એમ નથી. હું તમારાં બાંધકામ ઉપર હાલ ને હાલ હુમલો કરવા માગું છું." બકનરે જવાબ આપ્યો કે, "સંયોગો એવા છે કે તમે જે અનુદાર અને વીરોને ન છાજે તેવી શરત કરો છો, તે હું ફરજિયાત કબૂલ રાખું છું."

નેપોલિયનની પેઠે જે માણસ સૌથી વધારે મહત્ત્વની વાત તરત પકડી લે અને તેને ખાતર બીજી ગૌણ બાબતનો ભોગ આપે, તેની ખાતરીપૂર્વક ફતેહજ થાય છે. કાંઇ પણ ભોગ આપ્યા પહેલાં માણસો અમુક બાબત ઉપર વિચાર કરવા માગે છે અને તેથી તેઓ વારંવાર નિષ્ફળ જાય છે. **એક બાબતની પસંદગી અને બીજી બાબતનો ત્યાગ એ બંને સાથે ને સાથે જ રહેવાં જોઇએ.**

જોન ટોડ કહે છે કે, "કુદરતી રીતે અથવા ટેવ પડી જવાથી આપણે એટલા બધા સુસ્ત છીએ કે, જેથી જરા પણ વખત ચૂકે નહિ, તેવો સમયપાલનવાળો માણસ એ જાણે એક દુર્લભ વસ્તુ હોય એમ આપણને લાગે છે. આવો માણસ મળે છે તો તરતજ તે માણસ ઉપર આધાર રાખવાની આપણને ચાહના થાય છે અને ગમે તે કિંમતથી પણ તેનો ટેકો ખરીદવાની આપણને મરજી થાય છે; કેમકે એ ઉપરથી એટલું તો આપણને જણાય છેજ કે, તે માણસે પોતાના ઉપર જીત મેળવી છે.

ગુમાવેલી જિંદગીની ખરાબીની શરૂઆત, ગુમાવેલી પાંચ મિનિટથી થાય છે. જે માણસો નિષ્ફળ ગયા છે, તેમની કબરો ઉપર "મોડા પડ્યા" એ ગુપ્ત શબ્દ વાંચી શકાય છે. વિજય અને પરાજય તથા સફળતા અને નિષ્ફળતા વચ્ચેનો તફાવત ઘણી વાર એક થોડીક મિનિટમાં આવી રહે છે.



# ૯—ખુશમિજાજ અને દીર્ઘાયુષ

"સંધિવા, દમ અને બીજાં સાત દરદો મને થયેલાં છે, પણ બીજી રીતે હું ઘણો સારો છું." —**સિડ્નિ સ્મિથ**

"મને લાગણી થાય છે, ઉદ્વેગ થાય છે; પણ ઇશ્વરકૃપાથી કોઇ પણ બાબત માટે હું ચીડિયાં કરતો નથી." —**જૉન વેસ્લી**

"ભાગ્યની કૃપા છતાં આ માણસ ધ્રૂજતો બેઠો છે; પોતાનો આનંદ તે મંદ, શંકાશીલ પદ્ધતિએ લે છે. બીજી તરફ આ બીજો માણસ ભૂખે મરે છે અને મૃત્યુને સામે ઊભેલું જુએ છે, છતાં પણ હસે છે." —**આલિડ્રક**

"કોઇ પણ કરાડ ઉપર, ચિંતાએ ફતેહમંદી સાથે પૂલ કદી બાંધેલો જોવામાં આવતો નથી." —**રફિની**

"દુનિયાના દરેક અનિષ્ટ માટે ઉપાય હોય છે અગર હોતો નથી. જો ઉપાય હોય, તો મહેનત કરીને ખોળી કાઢો અને ન હોય તો તેની દરકાર કરતા નહિ." —**પોપ**

"આનંદ ઉત્પન્ન કરનાર સુખી રહો." —**વિલિસ**

"હમેશ કોઇ ને કોઇ પણ ઠેકાણે પ્રભાત તો હોય છેજ અને જાગૃત થતા પ્રદેશોમાં એક કિનારેથી બીજા કિનારા સુધી કોઇ ને કોઇ ઠેકાણે પક્ષીઓ ગાયાજ કરે છે." —**લૉંગફેલો**

"આનંદી મનુષ્યો લાંબું જીવન ભોગવે છે અને આપણો પણ પ્રેમ તેમના ઉપર લાંબા વખત સુધી રહે છે." —**બોવી**

"ખુશમિજાજમાં અદ્ભુત બળ રહેલું છે, તેની જીવનશક્તિ અખૂટ છે. કોઇ પણ જાતના પ્રયાસ કાયમના ઉપયોગી બનાવવા હોય, તો તે સમાન રીતે આનંદયુક્ત હોવા જોઇએ; તેમાં આનંદ, આનંદનું લાવણ્ય અને પ્રકાશનું સૌંદર્ય હોવું જોઇએ." —**કાર્લાઇલ**

"છોકરાઓ! સારો વખત આવે છે, સારો વખત આવે છે. આપણે દરેકે—સ્ત્રીપુરુષે તેની પડખે રહેવું જોઇએ." —**મૅકે**

ગોલ્ડસ્મિથ કહે છે કે, "તેણે જોયેલા સુખીમાં સુખી માણસોમાં ફ્લૅન્ડર્સના કિલ્લામાંનો એક ગુલામ પણ હતો. તેને એક પગ હતો. તે ખોડીલો હતો અને કેદ થયેલો હતો. તેને જિંદગી સુધીની ગુલામીની સજા થઇ હતી; વળી પ્રભાતથી છેક અંધારૂં થાય, ત્યાંસુધી તેને કામ કરવાનું હતું, છતાં પણ હમેશાં તે દરેક ચીજની સારી બાજુજ જોતો એમ જણાતું. તે હસતો અને ગાતો તથા કિલ્લામાં તે સર્વથી સુખી માણસ હોય એમ દેખાતું."

આવા ઉત્સાહી લોકોને મોંએજ તમે સાંભળશો કે, સઘળા દેશો સુંદર છે. સઘળાં ચિત્ર ઉત્કૃષ્ટ, સઘળા પર્વત ઊંચા અને સર્વ સ્ત્રીઓ ખૂબસૂરત છે; એમ તેમનો એક પ્રશંસક કહે છે. પ્રભુ! તેમને સુખી કરો. જ્યારે આવો માણસ એક વર્ષની સખત મહેનત પછી પોતાના દેશની મુસાફરીથી આવે છે, ત્યારે તેને સગવડવાળી જગ્યાઓ, સસ્તાં ઘર, સારા ઘરધણી, સુંદર દેખાવો અને સારામાં સારાં ખાણાં મળે છે; પણ બીજાઓની સ્થિતિ તેથી ઊલટી હોય છે. તે હમેશાં લૂંટાય છે. તે કશુંજ જોતો નથી, તેને લૂંટી ખાનાર ઘરધણી મળે છે, તેને ખરાબ બિછાનું મળે છે અને ખાવાનો ખોરાક તેને એટલો ચીકણો લાગે છે કે તેના દાંત તેને ચાવી શકતા નથી.

મિનિયાપોલિસના એક ગૃહસ્થને પોતાની માલિકીની કેટલીક દુકાનો હતી. એક વાર આ દુકાનોનો આગથી તદ્દન નાશ થઇ ગયો. આ આપત્તિથી તેને એટલો ઉદ્વેગ થયો કે, તેની માનસિક દશા બગડશે, એમ તેને જણાયું. તેને આનંદમાં લાવવા તેના મિત્રો મહેનત કરતા; પણ તેનો ઊંડો અને અભેદ્ય ઉદ્વેગ કશાથી દૂર થાય એમ જણાયું નહિ. તે આપઘાત કરવાની તૈયારીમાં હતો. જ્યારે આ નુકસાની થઇ, ત્યારે તે ઘેર નહોતો અને તેની નાની સાત વર્ષની છોકરીનો તેના ઉપર નીચે મુજબ કાગળ આવ્યોઃ–

"**વહાલા બાપાજી,**

"બળી ગયેલી તમારી વખારો જોવા હું ગઇ હતી અને બરફથી ઢંકાયલી તે જગ્યા ઘણી સુંદર લાગે છે. હું તમને ઘણો ચાહું છું. મારી ચૂમી કબૂલ રાખશો." **—લિલિયન**

પિતાને આ પત્ર વાંચતાં સ્મિત થયું અને જે માણસ ટ્રેન-

માંથી કૂદી પડી આપઘાત કરવા માગતો હતો, તે હવે મોટેથી હસી પડ્યો. તેનું દિલગીરીનું વાદળ આ પત્રના પ્રકાશથી તૂટી ગયું.

આનંદી માણુસ વિશેષે કરીને ઉપયોગી માણુસ છે. તે પોતાનું મન સંકડાવી નાખતો નથી અને માણુસો તથા વસ્તુઓ વિષે તે અર્ધા, અધૂરા ખ્યાલ બાંધતો નથી. તે જાણે છે કે, દુઃખ ઘણું છે, પણ તેથી કાંઇ દુઃખ એજ જિંદગીનો નિયમ હોવો જોઇએ નહિ. તેને એમ માલૂમ પડે છે કે, દરેક સ્થિતિમાં માણુસ આનંદી હોઈ શકે. ઘેટાંનાં બચ્ચાં કૂદે છે, પક્ષીઓ ગીત ગાય છે અને આનંદથી ઊડે છે, કુરકુરિયાં રમે છે, બિલાડીનાં બચ્ચાં આનંદ કરે છે અને સઘળું વાતાવરણ દોડી રહેલાં આનંદયુક્ત જંતુઓથી ભરાયેલું રહે છે; દરેક ઠેકાણે ખરાબ કરતાં સારૂં આગળ પડતું જણાય છે અને દરેક અનિષ્ટમાં પણ કાંઇક બદલો મળે તેવી શાંતિજનક, સંતોષપ્રદ વસ્તુ હોય છે.

સિત્તેર વર્ષના એક ડોસાને પૂછવામાં આવ્યું કે, “ તમે હવે ૭૦ વર્ષની પડતી દશામાં છો, એમ હું ધારૂં છું.” તેનો જવાબ મળ્યો કે, “ ના, હું ચઢતીમાં છું; કારણકે કીર્તિની લગભગમાં હવે હું છું.” આઇસલૅંડના વતનીઓ જેઓ હંમેશના શિયાળાની ઠંડીવાળા અને ઉજ્જડ પ્રદેશમાં રહે છે, તેઓ મુસાફરોને કહે છે કે, “ આઇસલૅંડ જગતમાં સારામાં સારી જગ્યા છે.”

હેસિઓડના કહેવા મુજબ જે પેટીમાં દેવોએ સઘળાં માનવ-દુઃખો ભર્યાં હતાં, તે પેટીનું ઢાંકણું કુતૂહલથી જ્યારે પેન્ડોરાએ ઉઘાડ્યું, ત્યારે તે દુનિયા ઉપર પથરાઇ ગયાં; પણ તે સઘળાના ઉપાય તરીકે આશા નીચે રહી. ડૉ. માર્શલ હોલ પોતાના દરદીઓને આનંદી રહેવાની સલાહ આપતો અને કહેતો કે, “ દાક્તરને ત્યાં જે કાંઇ દવા મળે, તેના કરતાં આનંદી રહેવું એ વધારે અસરકારક છે. આનંદી હૃદય દવાના જેટલા ગુણ આપે છે. આરોગ્ય એ ડહાપણની સ્થિતિ છે અને આનંદીપણું એ તેનું ચિહ્ન છે. જે જે માણુસોને આપણે મળીએ છીએ, તેમાંના અર્ધો-અર્ધ એમ ધારે છે કે, તેઓનું આખરે મોત થશે. હમેશાં તેઓ મૃત્યુના ભયમાં રહે છે. વળી તેથી પણ ખરાબ એ છે કે, તેમના ખરાબ આરોગ્યનો અનુભવ બીજા લોકોને પણ કરાવે છે; કેમકે જરાક ખિજાતાં તેઓ તેમને તે મરણની યાદી આપ-

વાને તૈયાર થાય છે.”

**આનંદને તો તમારે તમારી પાસેજ રાખવો; નહિ તો પછી સ્વર્ગમાં પણ તમને તે મળશે નહિ.** જે માણસ પોતાનોજ આનંદ વધારવાને આનંદનો સંગ્રહ કરે છે, તે કોના જેવો છે? “હું મારા દાણા ઉંદર અને પક્ષીઓને ખાવા દઇશ નહિ અને જમીન અગર ચકલીને પણ હું આપીશ નહિ. જેઓ જગતમાં ખોબેખોબા ભરી નાખી દે છે, તેઓ કેવા મૂર્ખ છે?” આમ કહેનારના જેવો તે છે.

એમર્સન કહે છે કે, “પીચને જોઇતા તડકાની ખોટ બીજી કોઇ પણ બાબતથી પૂરી પડશે નહિ અને જ્ઞાનની કિંમત વધારવા માટે તમારામાં ડહાપણથી ઉત્પન્ન થતો આનંદ હોવોજ જોઇએ.” “આપણે લાલચો શી રીતે નિવારી શકીશું?” આ પ્રશ્નના ઉત્તરમાં એક પ્રસિદ્ધ લેખકે કહ્યું છે કે, “આનંદી સ્વભાવ એજ વસ્તુ તેને માટે જરૂરની છે. ઉદ્યોગી જીવનનો ઉમરો ઓળંગનાર યુવાન સ્ત્રી અગર પુરુષને આનંદી સ્વભાવને લીધે એકાદ દેખીતી આફત પણ એક ખરા સુખ સમાન થઇ પડે છે, તે એક દોલત સમાન થઇ પડે છે. જે માણસને દરેક બાબતની ઉજળી અને સુખયુક્ત બાજુજ જોવાની ટેવ પડી છે; જે ઘાસમાં કીર્તિ, ફૂલોમાં સૂર્યનો પ્રકાશ, પથ્થરમાં ઉપદેશ અને દરેક બાબતમાં સારૂં જુએ છે, તે પેલા હંમેશના અજીર્ણથી પીડાતા ઉદ્વેગી–જેને કોઇ પણ બાબતમાં સારૂં માલૂમ પડતું નથી–તેના કરતાં આગળ પડી જાય છે. તેની આ ટેવથી, તેના આનંદી વિચારથી તેના ચહેરા ઉપર હમેશાં સૌંદર્ય છવાઇ રહે છે અને તેની રીતભાતમાં પણ સુંદરતા આવે છે.”

એસ. સી. ગુડરીચ કહે છે કે, “**બધા સદ્‌ગુણોમાં આનંદી સ્વભાવ એ સૌથી વધારે લાભજનક છે.** જ્યારે બીજા સદ્‌ગુણોનો બદલો મળતાં વાર લાગે છે, ત્યારે આનંદી સ્વભાવનો બદલો તરત મળે છે. એ એક એવી સૌંદર્યવર્ધક વસ્તુ છે કે જેથી ઘર શોભીતું અને મોહક બને છે, આરોગ્યની અભિવૃદ્ધિ થાય છે, મનને આનંદ અને બળ મળે છે, તથા વાદળાં અને ઉદ્વેગના અંધકારની જગ્યાએ તે વડે હૃદય પ્રકાશમાન રહે છે.”

જે મહાત્માએ હેમલેટ અગર લિયરનું પાત્ર ઊભું કર્યું, તે

મહાત્મામાં "ફોલ્સ્ટાફ" કે "મેરિ વાઇવ્ઝ ઑફ વિંડસર" ઉત્પન્ન કરનાર પ્રહસન ન હોત, તો તે મહાત્માનો જુસ્સો ભાગી પડત. જગતના સૌથી વધારે પ્રખ્યાત વૈદ્યકીય પત્ર "લેન્સેટ"-માં આનંદી સ્વભાવની કિંમતનું નીચે પ્રમાણે વૈજ્ઞાનિક પ્રમાણ ટાંકવામાં આવ્યું છેઃ—

"બિમાર અને નબળા માણસોને માટે આનંદી રહેવાની બાબત ઘણી મહત્ત્વની છે. પહેલાંને તે પુનર્જીવનની શક્તિ આપે છે અને બીજાંને દરદ કરતાં વધારે બળ આપી જીવવાનો સંભવ પૂરો પાડે છે. આથી પરિસ્થિતિને અનુકૂળ, મનનું સર્વથી વધારે આનંદી બંધારણ ખીલવવું એ સૌથી વધારે અગત્યની બાબત છે. જે શક્તિ માનસિક હિલચાલનું સ્વરૂપ લે છે, તે શરીરના કામ-કાજ માટે પણ જરૂરની છે. માનસિક અસરોની શરીરને પણ અસર થાય છે અને આનંદી વૃત્તિ દુઃખનું નિવારણ કરે છે; એટલુંજ નહિ, પણ શરીરમાં જીવન–ચૈતન્ય વધારે છે."

ટૅલિરેન્ડ કહેતો કે, "ગમત અસાધારણ તાજગી આપે છે, એમ મને માલૂમ પડ્યું છે." **હસો અને પુષ્ટ બનો એ કહે-વતમાં સારી ફિલસૂફી રહેલી છે. હસવામાં શરીરને મજ-બૂતી આપવાની અને જિંદગી લાંબી કરવાની શક્તિ રહેલી છે, એમ દરેક જણ જાણતું હોત, તો માણસોના મોં ઉપર હાલ જે દિલગીરીની છાયા છવાઈ રહે છે, તે ઘણે ભાગે નીકળી જાત અને હજારો વૈદ્યોનો ધંધો પડી ભાગત.** આપણા જીવનવ્યવહારમાં એક ડહાપણ ભરેલા હેતુ તરીકે કામ આવે, તે માટે હસવાની શક્તિ આપણને આપવામાં આવી છે. અંદરની ઇંદ્રિયોને કસરત આપવા માટે તથા તે સાથે આપણ-ને આનંદ આપવા માટે આ એક કુદરતની યુક્તિ છે. ફેફસાંમાં અને પેટના વચ્ચેના પડદામાં તેની શરૂઆત થાય છે. લિવર (યકૃત), પેટ અને બીજા અંદરના અવયવોને તે એક ઝડપવાળા આંદોલનમાં મૂકે છે કે જે વડે, ઘોડા ઉપર સવારી કરવાથી જે આનંદજનક અસર થાય છે અને કસરત મળે છે, એવીજ અસર અને કસરત એથી થાય છે. હૃદય એથી વધારે જલદી ચાલે છે, કૂદકા મારતું લોહી તેથી શરીરમાં ફરી વળે છે, શ્વાસોચ્છવાસ વધે છે અને આખા શરીરને ગરમી અને પ્રકાશ મળે છે. હસવાથી આંખમાં પ્રકાશ આવે છે, પસીનો વધે છે, છાતી પહોળી થાય

છે, ઓછામાં ઓછા વપરાશવાળાં ફેફસાંનાં છિદ્રમાંથી ઝેરી હવા નીકળી જાય છે અને શરીરના સઘળા ધર્મના પાલનથી જે આરોગ્યને લગતું સુંદર સમતોલપણું આવે છે તે તે આપે છે. આ મૃદુ-નાજુક સમતોલપણું જે એક ઊંઘ વિનાની રાત્રીથી, ખરાબ ખબરથી, ઉદ્વેગ અગર ચિંતાથી ખસી જાય છે, તે ઘણી વખત એક ખરા અંતઃકરણના હસવાથી પૂરેપૂરૂં ફરી મળે છે. એક આનંદી દાક્તર અગર વૈદ્ય તેની સઘળી ગોળીઓ કરતાં પણ ઘણી વખત સારો થઈ પડે છે.

એક નાની પણ ગુસ્સાબાજ છોડી ક્રોધની ઉપર ચિડાઇને કહે છે કેઃ–

"આ ગરમ હવાને હું ધિક્કારૂં છું.
"કાળા પડી જવું એનો તે વિચાર આપે છે,
"તેથી મારૂં નાક દાઝી, બળી જાય છે અને મારા અંગૂઠાને 'બ્લીસ્ટ' લાગ્યું હોય એમ જણાય છે તથા જ્યાં જ્યાં હું જાઉં છું, ત્યાં ત્યાં મારે પંખો લઇ જવો પડે છે."

હવે એક નાની હસમુખી છોડી કહે છે કેઃ–

"આ પ્રકાશમાન ઉનાળાના દિવસથી
મને જે આનંદ મળે છે, તેનું અર્ધું પણ
વર્ણન હું કરી શકતી નથી.
હું તો બસ ગાયેજ જાઉં છું, હું સુંદર ફૂલ ચૂંટું છું
અને મધુર સુગંધવાળા ઘાસ ઉપર
રાણીની માફક સવારી કરૂં છું."

"આ જગતમાં કાંઇ ઉદ્વેગ અગર ગુસ્સો કરવા માટેજ માણસોને ઉત્પન્ન કરવામાં આવ્યાં નથી" એમ એક અર્વાચીન લખનાર કહે છે. પોતાથી બની શકે તે સઘળું સુખ અને આનંદ પોતાની બહારથી તેમ અંદરથી આકર્ષવું, એ દરેક જણની ફરજ છે અને સૌથી વધારે તો તેણે સઘળી વસ્તુઓની ઊજળી બાજુ તરફ જોવું જોઇએ. સૂર્યથી પ્રકાશિત દિશાઓને ધુમસ, વાદળાં અને વરાળ વળગી રહે એ આશા જેમ નિરર્થક છે, તેમ જ્યારે કોઇ આનંદી માણસ આવી, ખરા અંતઃકરણથી "ગૂડ મોર્નિંગ" કહે, છતાં કોઇ પણ ચહેરા ઉપર ક્લેશ કે ઉદ્વેગ રહે એ અશક્ય છે. જે કોઈ તમને મળે તેની સાથે સ્મિત સહિત વાત કરવાને ચૂકતા

નહિ. ઉદ્યોગી જીવન સુખીજ હોય છે. દોડતા પાણીમાં કાંઇ દેડકા બોલતા નથી, સ્થિર જળમાંજ બોલે છે.

સધી કહે છે કે, "સ્પેનિયાર્ડો 'ચેરિ' ફળ ખાવાના હોય ત્યારે તે ફળ મોટાં અને મોહક લાગે તે માટે હમેશાં ચશ્માં પહેરે છે, તેવીજ રીતે હું પણ મારા આનંદને મોટું સ્વરૂપ આપું છું અને જો કે હું મારી અડચણો તરફ બેદરકારીથી જોતો નથી, તોપણ હું તેમને જેમ બને તેમ ટૂંકામાં સમેટી બંધ કરૂં છું અને બીજાને તેથી દુઃખ થવા દેતો નથી." આ પ્રમાણે આનંદી સ્વભાવમાં દરેક સારી ચીજને મોટી કરવાની અને દુઃખદાયક ચીજને નાની કરવાની શક્તિ હોય છે, તે આપણે સર્વ જાણીએ છીએ.

જ્યારે ગેરિસનને બોસ્ટન સિટી જેલમાં પૂરી રાખવામાં આવ્યો હતો, ત્યારે તેને બે આનંદજનક મિત્રો હતા. સારૂં અંતઃકરણ અને આનંદી મન. સિવિલ વૉરના ભયંકર બોજા નીચે પણ લિંકન ટટાર ઊભો રહી શક્યો હતો, તેનું કારણ તેનો આનંદી સ્વભાવ હતો. તેની મશ્કરીઓથી અને પુરાણી વિચિત્ર વાતોથી અમેરિકન પ્રજાના અત્યંત જોખમભર્યા તથા અંધારામાંના અંધારા, ભયંકરમાં ભયંકર સમયનો ઉદ્વેગ ઓછો થઇ જતો.

બે બાબતમાં આપણે કદી આકળા કે ઊંચાનીચા થવું જોઇએ નહિ. એક તો જે બાબતમાં આપણો ઉપાય ન હોય તે અને બીજી–જે બાબત વિષે આપણો ઉપાય હોય તે. **બીજા માણસના દસ દોષ ખોળવા કરતાં તમારો એક દોષ ખોળી કાઢો.**

કોલેજમાં હેન્રી વૉર્ડ બીચર મોટામાં મોટો મશ્કરો હતો અને તે એટલો બધો મશ્કરો હતો કે, તેથી ઘણા ધાર્મિક માણસોને ક્ષોભ થતો. તેની બહેન હેરિયટ બીચર કહે છે કે, "દેવળના એક સારા ચકલાની માફક વડીલની પેઠે ફરવાને બદલે અગર વૃક્ષોમાં ઘુવડની પેઠે ગંભીર ચિંત્વન કરવાને બદલે હેન્રીની વક્રોક્તિ માટે, તેની નિર્લજ્જ 'હાહા હીહી' માટે તપાસ ચાલવી જોઇએ. તે સમયમાં ગંભીરતાને ક્રિશ્ચિયન ચારિત્ર્યના એક પ્રમાણ તરીકે ગણવામાં આવતી હોવા છતાં પણ, ધર્મ એ જગતમાં સર્વથી સુંદર વસ્તુ છે, તે બતાવવાને આ આનંદી ઉપદેશકે ઘણું કર્યું છે."

હેલન હંટ કહે છે કે, "એક પાતક સર્વ ઠેકાણે જોવામાં

આવે છે, તેની દરેક જણ અવગણના કરે છે અને ચારિત્ર્યની કિંમત આંકવામાં તેની બહુ ઓછી દરકાર રાખવામાં આવે છે. તે પાતક તે ચીડિયાપણું છે. હવા અને બોલવું જેમ સાધારણ બાબત છે, તેમ તે પણ સાધારણ બાબત છે. તે એટલી સાધારણ બાબત છે કે, તે તેની સામાન્ય સ્થિતિથી ઊંચે ન જાય, તો તે દોષ આપણી નજરે પણ પડતો નથી. માણસોના કોઈ પણ સાધારણ સમુદાયની તપાસ રાખ્યા કરો તો જણાશે કે, થોડીજ મિનિટમાં તેમાંના એકનો મિજાજ જશે. જે બાબત કોઈ ઘરના, ગાડીના કે મહોલ્લાના ખૂણામાં રહેલો માણસ પણ ઘણું કરીને જાણે છે, છતાં પણ જે વિષે કોઈનો ઉપાય નથી અને તેના વિષે સર્વને કાંઈ મોટી–નાની ફરિયાદ હોય છેજ; છતાં તેવી બાબત વિષે શા માટે બોલવું ? ચિડાવાને માટે જગતમાં ઘણી ચીજો છે, છતાં અમુક ચીજ ઠંડી છે, અમુક ચીજ ગરમ છે, અમુક ચીજ ભીની છે, અમુક સૂકી છે, અમુક વાયદા પ્રમાણે આવ્યું નથી, અમુક રસોઈ બગાડી છે, આવી આવી બાબતો ઉપરજ કોઈ પણ માણસ તીક્ષ્ણ નજર રાખે, તો તેના સાદામાં સાદા જીવનમાં પણ દરરોજ કેટલી હરકતો અને બેચેની માલૂમ પડે ! કેટલાક માણસો સૌંદર્ય, એકતા અને પ્રકાશને બદલે ખોડ, કુસંપ અને માત્ર કાળી બાજુનીજ પાછળ મંડ્યા રહે છે. ચલ્લીઓ મુશ્કેલીથીજ વધારે ઊંચે ઊડી શકે છે; તેમ કુદરતી રીતથીજ કેટલીક અડચણો આપણે વેઠવાની હોય છે, પણ ઊંચે રહેલા ભૂરા આકાશમાં તેઓ જેમ ઓછો વખત ગુમાવશે, તેમજ તેઓ જલદી પહોંચશે અને ચિડાવાથી તો માર્ગમાંજ સઘળો વખત ગુમાઈ જશે.

વર્ડ્ઝવર્થ બીજે બધે ગંભીર અને પ્રૌઢ છતાં, તેણે લખેલા અલૌકિક, સુંદરમાં સુદર કાવ્યમાં તેને ઘાસમાં ચમત્કાર અને ફૂલમાં મહિમા માલૂમ પડ્યા હતા અને “જળ તથા સ્થળ સૌ આનંદનિમગ્ન હતાં” એ તેની પંક્તિ સુપ્રસિદ્ધ છે. સૌથી વધારે ધ્યાનાત્મક કવિમાંનો એ એક હતો અને તેને લીધેજ તેને હમેશાં ધન્યવાદ મળે છે.

આપણે આનંદી અને સંતોષી હોઈએ, તો સઘળી સૃષ્ટિ આપણી સાથે હસે છે, હવા વધારે સુખકર લાગે છે, આકાશ વધારે ચોખ્ખું લાગે છે, લીલી જમીનમાં કાંઈ જુદોજ પ્રકાશ

માલૂમ પડે છે, વૃક્ષના પલ્લવ વધારે સુંદર દેખાય છે, પુષ્પોમાં વધારે સુગંધ માલૂમ પડે છે, પક્ષીઓનું ગાન વધારે મધુર લાગે છે અને સૂર્ય, ચંદ્ર તથા તારા સઘળું વધારે સુંદર દેખાય છે.

એક ફ્રેન્ચમેને કહ્યું છે કે, " એકાદ બે શબ્દથીજ કોઈ માણસ સુખી થતો હોય છતાં કોઈ એક બે શબ્દ એવા ન બોલે, તો તે ખરેખર દુષ્ટ માણસ હોવો જોઇએ. પોતાની બત્તીથી બીજાની બત્તી સળગાવવા જેવું ખોટ વગરનું આ કાર્ય છે. આથી બીજાનો પ્રકાશ થાય છે અને પોતાનો ઘટતો નથી."

" મારે એક પ્રમાણિક હસનાર જોઇએ છીએ " એમ લખનાર સર વૉલ્ટર સ્કૉટ જગતના સુખીમાં સુખી માણસોમાંનો એક હતો. દરેક જણની જોડે તે માયાળુપણે અને મીઠાશથી બોલતો અને દરેકને જોઇને તેને આનંદ થાય તેમ સ્મિત કરતો. એક દિવસ એક કૂતરા તરફ તેણે પથ્થર ફેંક્યો અને તેનો પગ ભાગ્યો. ભાગેલો પગ ઘસડતો તે બિચારો કૂતરો પેટે ચાલતો તેની પાસે આવ્યો અને તેનો પગ ચાટવા લાગ્યો; તેથી તેનું હૃદય દ્રવિભૂત થયું. તે કહેતો હતો કે, " તેની આખી જિંદગીમાં આ બનાવથી વધારેમાં વધારે ઉદ્વેગ તેને થયો હતો. "

" શાપ આપવો અને શપથ ખાવા એ જેમ ઠીક નથી, તેમ ચીડ કરવી એ પણ ઠીક નથી, " એમ જોન વેસ્લી કહેતો.

હંમેશાં ચીડ કરનારાઓને દુઃખ વધારે નજરે આવે છે. તેમના પડોશીના જેટલા તે સુખી હોતા નથી. તેમને કદી હવા માફક આવતી નથી. હવા બહુ અગવડ ભરેલી છે, પવન ઘણો છે કે ઘણો થોડો છે, ઠંડી ઘણી વધારે છે અગર હવા ઘણી સૂકી છે, રસ્તા કાં તો કાદવવાળા છે અગર ધૂળવાળા છે, એમ તેઓ કહ્યા કરે છે. એક શાણો લેખક લખે છે કે, " આનંદ એ દૈવી ઔષધ છે, દરેકે તેમાં સ્નાન કરવું જોઇએ. ભયંકર ચિંતા અને ઉદ્વેગરૂપી જીવનના આવા સઘળા કાટને આનંદના તેલથી સાફ કરી નાખવા જોઇએ. સાફ કરવાના કાગળ કરતાં પણ તે વધારે અસરકારક છે. દરેક માણસે તેનાથી સાફ થવું જોઇએ. કમાન વગરનું ગાડું રસ્તા ઉપરના દરેક પથ્થરથી આંચકા ખાધાજ કરે છે, તેના જેવો આનંદ વગરનો માણસ છે. આનંદી માણસ કમાનવાળી ગાડી જેવો છે અને તે તેવી ગાડીની પેઠે ખડબચડા

રસ્તા ઉપર પણ દુઃખી થયા વિના જઇ શકે છે તથા સુખકર હિંડાળાના આનંદ વિના એમાં બીજું તેને ભાગ્યેજ લાગે છે.''

આપણા ઉદ્વેગની પરંપરા તપાસીએ, તો તે પહેલાં અજીર્ણથી અને તેનાથી પણ પહેલાં આપણા પ્યુરિટન પૂર્વજોથી આપણાં હાડમાં ઊતરી આવી છે, એમ નિઃસંશય માલૂમ પડશે. આ પ્યુરિટન લોકો ઉપાસના કરતાં પણ ગણગણતા અને ઈશ્વરના મહિમાને ખાતર તેઓ વારંવાર પોતાનાં મોં વાર જેટલાં લાંબા કરતા. જેમ નોળિયો ઇંડાં ગળે, તેમ આ લોકો ગીતમાંથી પણ ઉદ્વેગ મેળવતા.

પણ હવે તો નવીન રીતે અને વધારે સારી રીતે ધર્મની બાબતો આપણે સમજતા થયા છીએ. હવે ગણગણાટથી ખરી રીતે આપણે ઇશ્વરના મહિમા ગાતા નથી, પણ ઉપકારથી ગાઇએ છીએ. સઘળા સારા વિચાર અને સારા કામને સ્વાભાવિક રીતે આનંદી સ્વભાવ સાથે સંબંધ હોય છે. ક્રાઇસ્ટે કહ્યું છે કે, "કાલે નહિ કે કયામતને દિવસે નહિ; પણ આજેજ અને તે પણ નરકમાં નહિ પણ સ્વર્ગમાં તું મારી સાથે સાથે આવી શકીશ. દુષ્ટતા અને દુઃખના વિચાર તે મનુષ્યજાતિ કયાં સુધી રાખ્યા કરશે ? આશા અને આનંદ વગરનું જગત કે જ્યાં પાપ અને મૃત્યુ કાયમ રહેશે, એવા જગતમાં આપણે રહીએ છીએ; એવો આગ્રહ આપણે કયાં સુધી રાખ્યા કરીશું ? પાપ અને મૃત્યુ આત્મઘાતક છે અને આખરે તેમનો નાશ તેઓથીજ થવાનો. કુસંપનો આખરે સંપમાંજ લોપ થવાનો, અંધકારનો પ્રકાશમાંજ લોપ થવાનો, સત્યમાંજ ભૂલનો, આરોગ્યમાંજ રોગનો અને આનંદમાંજ ઉદ્વેગનો લોપ થવાનો, એ શું આપણે જોઇ શકતા નથી ? કુરૂપતા, રોગ અને કુસંપ ઉપર હમેશાં વિચાર કર્યા કરવાની ટેવની વિરુદ્ધમાં આપણે આપણી માન્યતા બતાવીએ છીએ, તેમ આપણે તેઓની સામે પણ શા માટે ન થવું ?''

ઘણા માણસોના ચહેરા ઉપર ચિંતા અને અફસોસ માલૂમ પડે છે અને તેથી આપણો ગંભીરતાભર્યો સુધારો જણાઇ આવે છે. વાંકાં વળેલાં શરીર, યુવાવસ્થામાં ધોળા થઈ ગયેલા વાળ, ભારે પગલાં અને તાવની નાડી જેવી ઉતાવળ—એથી હાલના શહેરી જીવનનું સ્વરૂપ જણાઈ આવે છે. આરામ વગરનું જીવન,

ચાંચલ્ય અને અસંતોષ, એ તો આપણા હમેશના રોગ જેવાં અને આપણા જમાનાની પ્રજાનાં લક્ષણરૂપ–ગુણરૂપ થઇ પડ્યાં છે. હૃદયક્ષોભ, ઉદ્વેગ, નિરાશ થયેલી ઉમેદો, ઊંધી વળેલી આકાંક્ષા અને ઉંમર પહેલાં લાગેલા ક્ષયથી આપણાં લાખો માણસો દર વર્ષે મરણ પામે છે. પોતાના લક્ષ્યમાંજ મસ્ત રહેતા, સ્વસ્થ અને પોતાની દૈવી શક્તિઓમાં પૂર્ણ વિશ્વાસ ધરાવનારા મહાત્માઓમાં જે ઉદારતાયુક્ત આનંદી સ્વભાવ માલૂમ પડે છે અને જે સ્વભાવ માનવજાતિનાં સંકટનો અટકાવ કરનાર મહાન શક્તિરૂપ છે, તે આનંદી સ્વભાવ ખીલવવાનું હજુ આપણે શીખ્યા નથી. ઉદ્વેગ, ચિંતા અને ભય એ માનવજીવનનાં મહાન દુશ્મન છે અને જેમ આપણે પ્લેગની સામે થઇએ છીએ, તેમ તેમની પણ સામે થવું જોઇએ, એ વાત એક પ્રજા તરીકે આપણે હજુ શીખ્યા નથી. આનંદી સ્વભાવ વગર કોઇ પણ શારીરિક, માનસિક અગર નૈતિક કાર્ય અગર ક્રિયા બની શકે નહિ; કારણકે આનંદ એ આપણા જીવનનું સામાન્ય બંધારણ છે.

પણ સારા સ્વભાવનાં માણસો તો કાંઇ અજબ પ્રકારનાંજ ચશ્માં પહેરે છે કે, જેથી દરેક ચીજ ઉપર પ્રકાશિત દેખાવ આવી રહે છે, જૂજ વસ્તુઓથી પણ હૃદય ખુશ થાય છે અને દયાનાં નાનાં કામના પ્રસંગો મળવાથી પણ ઉપકારવૃત્તિ ખીલે છે. એવાં ચશ્માં ક્યાંથી લાવવાં ? સાચા દિલવાળા આઇઝેક વૉલ્ટન પાસે આવાં ચશ્માં હતાં. માછલાં પકડવાના લી નદીના પ્રવાસ પછી તે નીચેની આભારની લાગણીયુક્ત વાત કહેવા લાગ્યો હતોઃ "આપણે છેલ્લા મળ્યા પછી, શીતળ છાયામાં ઘેર આવતાં આવતાં જે વિચાર અને આનંદ મારા દિલમાં આવી રહ્યા છે, તેનું કેટલુંક બ્યાન કરીએ ! મારી પેઠેજ વિચાર કરશો, તો માલૂમ પડશે કે જ્યારે આજ વખતે ઘણાં માણસો સંધિવા અગર દાંતના દરદથી પીડાય છે અને આપણે તેમાંથી મુક્ત છીએ, તો ખરેખર આપણું વર્તમાન સુખ વધારે મોટું લાગે છે અને આપણે ઇશ્વરનો વધારે ઉપકાર માનતા થઇએ છીએ. વળી મારે તમને કહેવું જોઇએ કે, જે દરેક દુઃખથી હું દૂર રહું છું, તે એક નવા સુખ સમાન છે." ચિડાવું, કંટાળો ઉત્પન્ન થવો, એ સ્થિતિ તો એક રોગરૂપ છે અને કોઇ કોઇ વખત તે ગુનાનું સ્વરૂપ પણ લે છે. કેટલાંક રાજ્યમાં નિષ્ફળ ગયેલા આપઘાત કરનારને મનુષ્યવધના ગુના

માટે પકડવામાં આવે છે; તેજ મુજબ કુટુંબની શાંતિનો ભંગ કરવા માટે, સાર્વજનિક કલ્યાણમાં વિક્ષેપ નાખવા માટે, અસહિષ્ણુતા, ચીડિયાપણું અને છેડાઇ પડતા સ્વભાવ માટે પણ માણસોને કેદખાનામાં ગોંધી રાખવા જોઇએ. આપણા આ બીજા પ્રજાકીય દુર્ગુણ–ખોટી ઝડપ માટે કાંઈ પણ ઠપકાપાત્ર હોય, તો તે આ અવિરત ફિકર, આ જડ ઘાલી બેઠેલી ચિંતા છે. અલબત, આ બાબત તો દરેક જણ સ્વીકારશે કે ચીડ અને કંટાળાના દુર્ગુણ માટે આપણે એક પ્રજા તરીકે જાણીતા છીએ. છેડાઇ પડવાનો આ રોગ હમણાં હમણાંનોજ પેઠેલો છે.

ન્યુયોર્કમાં ગાડીમાં બેસીને જતી એક ફ્રેંચ બાઇએ કહ્યું હતું કે, "જે દરેક માણસને આપણે મળીએ છીએ, તેને પુષ્કળ મૂંઝવણો પ્રાપ્ત હોવા છતાં પણ, જાણે તે બીજી ઉછીની મૂંઝવણો લેવા જતો હોય એમ જણાય છે.

"આપણે–અમેરિકનો કેટલી ઝડપથી જીવનનો ક્ષય કરીએ છીએ! દમ ભરાઇ જાય એટલી ઝડપથી આપણે દરેક કામમાં મંડ્યા રહીએ છીએ. તમે જે દરેક માણસને મળો તે વાયદા કરતાં મોડો હોય અને દોડતો હોય એમ માલૂમ પડે છે. અમેરિકન ચહેરાની કરચલી ઉપર હદ બહારની ઝડપની છાપ પડી રહેલી જણાય છે. આપણે ઉદ્યોગી માણસ છીએ, કામ કરનારા છીએ, આપણે કામ વગર મરીએ છીએ; એટલુંજ નહિ પણ જેમ વર્ષો જતાં જાય છે, તેમ આપણે આપણી ઝડપ વધાર્યા કરીએ છીએ, આપણાં યંત્રોને વધારેમાં વધારે ગતિ આપીએ છીએ અને જિંદગીનો સોનેરી દોરો એટલો બધો તાણીએ છીએ કે, તે તૂટી જાય છે. કુદરતી મોતે મરવાની તો આપણને ફુરસદજ નથી. બોઇલર ફાટે ત્યાંસુધી આપણે દબાણ વધાર્યેજ જઇએ છીએ. શરીરના આપણા બદલાયલા બંધારણને અનુસરતા રોગની જાત પણ આપણે બદલી નાખી છે. આપણા બાપદાદાના ધીરે ધીરે થતા મોતને બદલે આપણે તરતજ પડી જઇએ છીએ અને હૃદયના રોગ અગર માથે લોહી ચડી જવાથી મરણ પામીએ છીએ. આપણી આ ભયંકર ચાલનુંજ મૃત્યુએ પણ અનુકરણ કર્યું છે."

બીચર કહે છે કે, "કામથી માણસ મરતાં નથી, પણ કામના કંટાળાથી લોકો મરે છે. કામ તો આરોગ્ય આપનાર છે.

માણુસ સહન કરી શકે તે કરતાં વધારે બોજો ભાગ્યેજ તમે તેના ઉપર નાખી શકો. ચપ્પુની ધાર ઉપરના કાટના જેવો કામનો હદ બહારનો થાક છે. યંત્રને તોડી નાખનાર હિલચાલ નથી પણ ઘસારો છે."

પોતાના માર્ગમાં ઘણાં ઝેરી ફૂલો અને કાંટાવાળી ડાળીઓ છે અને જે ફૂલમાંથી પોતે મીઠું મધ એકઠું કરે છે, તેને કંટાળો આપનાર અનેક જીવડાં બગાડે છે; એવી ફરિયાદ કરવા ઉદ્યોગી મધમાખ રહેતી નથી, પણ તે તો ગૂંજ્યાજ કરે છે અને જ્યાં મધ મળે ત્યાંથી તે ચૂસે છે. જ્યાંથી તે ન મળે તેની પાસેથી તે ચાલી જાય છે.

જ્યોર્જ મેક્ડોનલ્ડ કહે છે કે, "આજની ચિંતાથી નહિ પણ કાલની ચિંતાથી માણુસ દબાઇ જાય છે. આજની જરૂરિયાતને માટે પૂરતું બળ આપણુને આપવામાં આવ્યું છે." જેફર્સન કહે છે: "જે દુ:ખ આવ્યાં નથી,તેથી આપણુને કેટલું નુકસાન થયુ છે!"

ફ્રેન્કલીન કહે છે કે, "અડચણુ અગર આફત ધારી લેવી નહિ અને જે કદાચ ના પણ બને તેની ફિકર કરતા નહિ. હમેશાં આનંદમાં રહેવું."

પત્તાંની રમતમાં હમેશાં ગણુગણુ કરનાર એક રમનારને એક્કા થોડા આવતા તેની તે ફરિયાદ કર્યા કરતો. એ વિષે ચાર્લ્સ લેમ્બ એક વાત કહે છે: "કોઇ યુક્તિથી તેના સોબતીઓએ તેને તેરે તેર ઉત્તમ પાનાં આપ્યાં; એમ ધારીને કે તેથી તે કાંઇ સંતોષ બતાવશે; પણ પોતાનો હાથ તપાસતાં તે પોતે વધારે દુ:ખી હોય એમજ જણાયું. લેમ્બે કહ્યું: "વારૂ ટોમ! આ વખતે તને જોઇએ તેટલા એક્કા મળ્યા નથી?" ટોમ ગણુગણ્યો: "પણ મારી પાસે બીજાં કાર્ડ નથી."

પાપની બીક અને કયામતના દિવસના ત્રાસથી પ્યુરિટનોનું જીવન દુ:ખમાંજ પસાર થતું અને તેમના ઉદ્વેગની છાયા તેમના વંશજો ઉપર પણ છે. અજીર્ણના રોગથી પીડાતા લોકોની બનેલી આપણી પ્રજા છે. આપણે આપણો રોટલો કમાઇએ છીએ પણ તે પચાવી શકતા નથી. આપણે એમ માનીએ છીએ કે, આપણા વાદ્યમાં આનંદને અનુસરતો તાર નથી, પણ ખેદને અનુસરતો તાર છે. આપણે એમ માનીએ છીએ કે, સારાની પાછળ નઠારૂં

હમેશાં હોય છે અને સેતાનની પૂંછડીનો ઝપાટો દરેક વસ્તુને લાગે છે. કેટલાક માણુસની આખી જિંદગી ઉપર આંતર ઉદ્વેગની છાયા હોય છે અને તેમાંથી મુક્ત થવું અશક્ય છે, એમ તેઓ ધારે છે. સુંદર દિવસની મજા તેઓ કદી ભોગવી શકતા નથી. સઘળાજ દિવસો દુષ્ટ હવાને જન્મ આપતા હોય એમ તેઓ હમેશાં માને છે. તેમનાં જીવન એકાદ ગૌણુ ચાવીને લાગેલાં હોય છે અને તેઓ હમેશાં ઉદ્વેગભર્યાજ અવાજો સાંભળે છે. કમનસીબ ગ્રંથકારો જેઓ ક્રોધને કેટલીક વખત ભૂલથી પ્રેરણા ગણુતા, તેમના કમળાને અંગે થતા ક્રોધથી આપણા ધાર્મિક સંપ્રદાયો, આપણું તત્ત્વજ્ઞાન અને આપણાં સ્તોત્રો રંગાયલાં છે.

ઘણા લેખકો પ્રમાણિકપણે એમ માને છે કે, અમે કિંમતી ધાર્મિક સિદ્ધાંત દુનિયા આગળ રજૂ કરીએ છીએ; જ્યારે ખરી રીતે તો તેઓ પોતાના કમળા અને પોતાના અજીર્ણનોજ અહેવાલ લખતા હોય છે.

કાલ્વિનની પ્રમાણિકતા વિષે શક નથી; પણુ તેને અજીર્ણનો રોગ હતો અને તે એકજ વખત ખાતો. તેનાં લખાણોમાં તેના દરદની છાયા નહોતી એમ કોણ કહી શકશે? માત્ર મઠોમાં અને બીજી બંધિયાર એકાંત જગ્યામાં રહી ખુલ્લી હવાથી, સૂર્યના પ્રકાશથી, કુદરત અને મનુષ્યજાતિના મહાન ધબકતા અને વેગવાળા હૃદયથી દૂર રહેતા માણુસો આ પરિશ્રમપરાયણુ, તંદુરસ્ત, મજબૂત અને વ્યાવહારિક જગતને માટે આરોગ્યપૂર્ણ અને મજબૂત ધાર્મિક સિદ્ધાંતો લખી શકે?

ગુનો કરવાની કોઇ લાલચની સામે આપણે થતા હોઇએ, તેમ જે મનમાં ઉદ્વેગ કરે અને મનને દબાવી દે એવી અસરની સામે આપણે લડત ચલાવવી જોઇએ; કેમકે મનના ઉદ્વેગને લીધે પેટના પડદાની સ્વતંત્ર હિલચાલ અને છાતી પહોળી થતી અટકે છે. શરીરના મળને પણુ તે અટકાવે છે, મગજ તરફના લોહીના પ્રચારમાં તે વિક્ષેપ નાખે છે અને શરીરના સઘળાં કામકાજમાં ગેરવ્યવસ્થા ઉત્પન્ન કરે છે. લાંબા વખતના મનના ઉદ્વેગથી કંઠમાળ અને ક્ષયરોગ વારંવાર ઉત્પન્ન થાય છે. ક્ષયની પહેલી સ્થિતિમાં ફેફસાંના ઉપરના ભાગમાં જે પ્રાણુઘાતક રવ સંભળાય છે, તે કોઇ મોટી આફત અગર ઉદ્વેગથી દબાઈ જતી મનોદશાના

પરિણામથીજ થાય છે.

આત્મઘાત કરનારાઓ તેમ કરવા પહેલાં ખપી ગયેલી જીવનશક્તિ, જ્ઞાનતંતુની શક્તિની ખામી, અજીર્ણ, હદ ઉપરાંતના કામથી થતો કંટાળો, ચિંતા, અડચણો અને ઉદ્વેગથી થતી ગ્લાનિમાંજ રહ્યા કરે છે.

મહાન જગતની લાલચોથી ઘણે દૂર, મહાન સદ્ગુરુ ક્રાઇસ્ટ સાધુઓના સંગમાં ભરાઈ રહેતો નહિ. તેણે ક્રોધ અને ઉદ્વેગયુક્ત ઇશ્વરી જ્ઞાન આપ્યું નથી. આનંદ અને ખુશમિજાજનો સંદેશો તેણે આપ્યો છે. તેના સિદ્ધાંતોમાં સૂર્યનો પ્રકાશ છે અને તેમાં ખેતરોનાં પુષ્પની સુગંધ છે. હવામાં ઊડતાં પક્ષી, ખેતરમાંનાં ઢોર અને કૂદતાં સુખી છોકરાં, તે સિદ્ધાંતોમાં છે. ખરી પવિત્રતા દિવસના જેવી ખુશખુશાલીવાળી હોય છે.

કુદરતના આખા, અશ્રાંત, શાંત પરિવર્તનમાં આનંદ એજ મુખ્ય ઝરો છે. સૃષ્ટિના મહાન ઘડિયાળમાં જે ચળકતાં ચક્રો ચાલે છે તેને ગતિમાં મૂકનાર એ આનંદજ છે.





# ૧૦—સારી રીતભાતમાં રહેલી સંપત્તિ

"કોઇ પણ છોકરાને સત્કારની રીત અને નિપુણતા શીખવો અને તે જ્યાં પણ જશે ત્યાં મહેલો ઉપર તથા દોલત ઉપર તેને પ્રભુતા મળશે. તેને તે કમાવાની અગર તેના માલિક હોવાની જરૂર રહેશે નહિ. ઊલટા લોકોજ તેને તેમાં દાખલ થવાની અને તેના માલિક થવાની માગણી કરશે."
**—એમર્સન**

"હાથમાં ટોપી લઇને માણસ દુનિયામાં આગળ વધે છે."
**—એક જર્મન કહેવત**

"તારે જે કાંઇ મેળવવું હોય, તે તલવારથી નહિ પણ સ્મિતથી તું મેળવ."
**—શેકસપિયર**

"સભ્યતા હવાથી ભરેલા તકિયા જેવી છે. દેખીતી નજરે તેમાં કાંઇ પણ જણાતું નથી; છતાં પણ આપણા આંચકાને અદ્ભુત રીતે તે નરમ લાગે છે."
**—જ્યોર્જ એલ. કેરી**

"સારૂં કુળ, જન્મ, એ સારી વાત છે; પણ સારી રીતભાત એ વધારે સારી વાત છે."
**—એક સ્કોચ કહેવત**

"એક હજાર પૌંડ કઢંગી રીતે આપો, તેના કરતાં પડી ગયેલો પંખો ઉપાડીને સભ્યતાથી પાછો આપો તે વધારે સારૂં છે. કોઇ પણ ચીજ ન આપવી તે સારી, પણ કઢંગી રીતે આપવી એ ખરાબ છે. દરેક કામમાં સારી રીતભાત ઘણી મહત્ત્વની બાબત છે. માત્ર સારી રીતભાતથી પણ તમે અન્યને ખુશી કરી શકશો અને આગળ વધી શકશો. તમારા અમુક ભાષાનાં અભ્યાસથીજ સેક્રેટરી-માંથી એલચી અને એલચીમાંથી વડા એલચી તમે કાંઇ થઇ શકશો નહિ; પણ તમારી સભ્યતા, તમારો દેખાવ અને તમારી રીતભાત સારાં હશે, તોજ તમે તેવા થઈ શકશો."
**—ચેસ્ટરફિલ્ડ**

"જીવનનો ત્રણચતુર્થાંશ ભાગ વર્તનમાં આવી રહેલો છે."
**—મેથ્યુ આર્નોલ્ડ**

"જે માણસમાં પાયા તરીકે સારો સ્વભાવ રહેલો નથી, તેના સંસ્કાર સારા હોઇજ શકે નહિ એમ મેં જાણ્યું છે."
**—બુલ્વર**

"સાધારણમાં સાધારણ માણસ કે જેનામાં કાંઇ પણ સમજ અને લાગણી છે, તે સુંદર, નાજુક સ્ત્રી અને કર્કશામાં રહેલો ફેર જોઇ શકે છે. એકાદ કૂતરો પણ તેની સન્મુખ આ તફાવત સ્પષ્ટ જોઇ શકે છે."

—જ્યોર્જ ઇલિયટ

પોતાનો એક સિપાઈ મિત્ર જેને તેની જગ્યા ઉપરથી ઉતારી પાડવામાં આવ્યો હતો, તે તે જગ્યાએ પાછો મુકાવાને ઇચ્છતો હતો, તેને વિષે લંડનના એક સાર્જન્ટ મેજરે ગુસ્સે થઇને પ્રશ્ન કર્યો કે, "શા માટે તે મોં નીચું રાખે છે? હવે તો તે ઑફિસર થયો છે, તો પછી કેવી રીતભાત રાખવી, તે તેણે જાણવુંજ જોઇએ. જો તે પોતાના માણસો સામે હિંમતથી જોઇ શકે નહિ, તો તેના ઑફિસર થવાનો ઉપયોગ શો? જો તે સિપાઇ થવા માગતો હોય, તો તેણે પોતાની હડપચી ઊંચી રાખવી જોઇએ, પોતાની લાકડી જરા આમતેમ ફેરવવી જોઇએ અને મૂર્ખતાથી જે તેની આજુબાજુ આવે તેના માથા ઉપર તે જરા લગાડવી જોઈએ. આમ ન થઈ શકે, તો તેણે પછી પાદરી થવું." આ ઉપરથી જણાઈ આવે છે કે, ફતેહમંદ સિપાઇ થવા માટે પણ સારી રીતભાતની જરૂર છે. જિંદગીના દરેક પ્રદેશમાં દેખાવ અને રીતભાત ઉપરજ વગસગ અને આબરૂનો ઘણો આધાર રહે છે.

પશ્ચિમના મૃદુ, મીઠા પવનને પૂર્વ તરફના પવને પૂછ્યું કે, "મારી સત્તા તમને મળે, તો તે મેળવવાની તમને ઇચ્છા છે? જુઓ, જ્યારે હું નીકળું છું, ત્યારે કિનારા ઉપર જ્યાંત્યાં તોફાનનાં નિશાન ચડાવી તેઓ મારો સત્કાર કરે છે. તમે ઝાંખરાંને હલાવો તેટલામાં તો હું મોટાંમોટાં વહાણોના સઢ તોડી પાડું છું. મારી પાંખના એક ઝપાટે મેં લેબ્રેડોરથી કેપ હોર્ન સુધીનો કિનારો વહાણ તોડી પાડી તેનાં લાકડાંથી ભરી કાઢ્યો. એટ્લેન્ટિકને પણ હું ઉખેડી નાખું અને કેટલીક વાર મેં ઉખેડી નાખ્યો પણ છે. સઘળા માંદા માણસોને પણ હું ત્રાસ આપું છું અને છેક પોતાનાં હાડકાં તથા પાંસળાંમાં મને પેસી જતો અટકાવવાને, તાપવા માટે માણસો જંગલ કાપે છે અને પોતાની ભઠ્ઠીઓને ખોરાક પૂરો પાડવા માટે સઘળા ખંડોમાં ખાણોની શોધ કરે છે. મારા શ્વાસમાત્રથી પ્રજાઓ કબ્રસ્તાનમાં સંતાઇ જાય છે. તમને મારા જેવી સત્તા હોય, તો કેવું સારૂ? એવી ઇચ્છા તમને નથી થતી?"

પશ્ચિમ તરફના વાયુએ કાંઈ પણ જવાબ આપ્યો નહિ અને આકાશના લતામંડપમાંથી તે ચાલી નીકળ્યો. તેની સાથેજ સઘળી નદીઓ અને તળાવો તથા સમુદ્રો, સઘળાં જંગલો અને ખેતરો, સઘળાં પશુ, પક્ષી અને માણસો તેના આવવાથી સ્મિત કરવા લાગ્યાં. બગીચાઓને પલ્લવ આવ્યાં, બાગ પાકયા, ઘઉંનાં રૂપેરી ખેતરો સોનાનાં બન્યાં, ઊનના જેવાં વાદળાં ઊંચા આકાશમાં ચાલવા માંડયાં, પક્ષીઓની પાંખો અને વહાણોના સઢ ધીરે ધીરે આગળ વધવા માંડ્યાં અને દરેક ઠેકાણે આરોગ્ય અને સુખ જણાવા લાગ્યાં. આ પલ્લવ અને પુષ્પ, ફળ અને પાક, ગરમી, પ્રકાશ, આનંદ, સૌંદર્ય તથા જીવન એ મગરૂર અને ક્રૂર પૂર્વ તરફના પવનના ઉદ્ધત પ્રશ્નનો સારામાં સારો ઉત્તર છે.

એવી વાત ચાલે છે કે, એક વાર યુરોપની એક રાણીએ કાંઇક આપખુદ અખત્યારીથી પોતાના પતિને કાંઇક વાત કરી. પુરુષમાં સ્વાભાવિક રીતે જે મરદાનગીભરી સ્વમાનવૃત્તિ હોય છે, તેવી પતિની સ્વમાનવૃત્તિને આથી ચચરાટ થવા લાગ્યો અને તે તરતજ પોતાના ઓરડામાં ભરાઇ બેઠો. અંદરથી સાંકળ વાસી; પણ પછી પાંચજ મિનિટમાં તો કોઇકે બારણું ઠોકયું.

પ્રિન્સે પૂછયું: "તમે કોણ છો ?"

"હું ...........ની રાણી છું; માટે બારણાં ઉઘાડો." એવો મગરૂરીભર્યો જવાબ મળ્યો.

આનો અંદરથી કાંઇજ જવાબ મળ્યો નહિ. એ પછી કેટલાક સમય પછી જરા ધીમે ધીમે બારણા ઉપર હાથ ખખડયો અને ધીરેથી નીચેના શબ્દો સંભળાયા:–

"હું × × × તમારી સ્ત્રી છું."

કહેવું જરૂરનું નથી કે બારણું ઊઘડયું અને તકરાર પતી ગઇ. એમ કહેવાય છે કે, સ્ત્રીમાં જેમ સૌંદર્ય છે, તેમ પુરુષને સભ્યતા છે અને તેની અસર તેના લાભમાં તરતજ થાય છે.

પોપે બહિષ્કાર કરેલો સાધુ બેઝલ મરણ પામ્યો અને નરકમાં તેને લાયક સ્થાન મળે, તે માટે એક દેવદૂત સાથે તેને મોકલવામાં આવ્યો; પણ તેના આનંદી સ્વભાવ અને વાતચીત કરવાની તેની મહાન શક્તિઓથી તે જયાં ગયો ત્યાં તેને મિત્રોજ મિત્રો મળ્યા. દુર્દશામાં પડેલા ફિરસ્તાઓએ પણ તેની રીત-

ભાતનું અનુકરણ કર્યું અને સારા સારા દેવદૂતો પણ તેને મળવા અને તેનો સમાગમ કરવાને એટલે દૂર સુધી પણ ગયા. પછી તેને છેલ્લામાં છેલ્લા નરકમાં નાખવામાં આવ્યો; પણ તેનું પરિણામ પણ તેજ આવ્યું. તેની સ્વાભાવિક સભ્યતા અને હૃદયના માયાળુપણા આગળ કાંઇ પણ ટકી શકે એમ નહોતું અને નરકને પણ તે સ્વર્ગ જેવું બનાવતો હોય એમ જણાયું. આખરે તે દેવદૂત તે સાધુની સાથે પાછો ફર્યો અને કહેવા લાગ્યો કે, "તેને સજા કરવા જેવી કોઇ પણ જાગ્યા માલૂમ પડતી નથી; કેમકે તે તો તેનો તેજ બેઝલ રહેલો હતો." આથી તેની સજા પાછી ખેંચી લેવામાં આવી, તેને સ્વર્ગમાં મોકલવામાં આવ્યો અને તેને સાધુની પંક્તિમાં દાખલ કરવામાં આવ્યો.

લૉર્ડ પિટરબરો કહેતો કે, "બિશન ફેનેલોન ઘણો મીઠો માણસ છે, તેથી રખેને તે મને ક્રિશ્ચિયન બનાવે એવા ભયથી મારે તેનાથી નાસવું પડયું."

ડયુક ઑફ માર્લબરો ખરાબ 'ઇંગ્લિશ' લખતો અને જોડણી તો તેનાથી પણ ખરાબ કરતો; છતાં પણ સામ્રાજ્યોના ભાવી ઉપર તે હકુમત ચલાવતો, કેમકે તેની રીતભાતનો મોહ અનિવાર્ય હતો અને તેની આખા યુરોપ ઉપર અસર હતી. તેના મોહક સ્મિતથી અને આકર્ષક વાણીથી ઝનૂનીમાં ઝનૂની તિરસ્કાર પણ દૂર થઇ જતો અને કટ્ટામાં કટ્ટા દુશ્મનનો પણ તે મિત્ર થઈ જતો.

પોતાનો કટ્ટો દુશ્મન એએરોન બર જેને પોતે આગેવાન રાજદ્રોહી ગણતો હતો, તેનું કામ ચાલતું હતું તે જોવાને એક સદ્‌ગૃહસ્થ પોતાની દસ વર્ષની દીકરીને સાથે લઈ રિચમંડ ગયો; પણ બરની સારી રીતભાતથી તે છોકરી એટલી બધી મુગ્ધ બની કે, તે બરના મિત્રો સાથે બેઠી. તેનો બાપ તેને કચેરીમાંથી લઇ ગયો, ઘરમાં તેને પૂરી મૂકી; પણ આરોપીની સારી રીતભાતની તેના ઉપર એટલી બધી અસર થઈ હતી કે, તે નિર્દોષ છે એમ તે ધારતી અને તે છૂટે તે માટે પ્રાર્થના કરવા લાગી. ૫૦ વર્ષ પછી તે કહેતી કે, "આજના દિવસ સુધી, તેના અદ્‌ભુત વર્તનના જાદૂની અસર મને જણાય છે."

મડમ રિકેમિયે એટલી બધી ખૂબસૂરત હતી, તેનામાં એવા મોહક ગુણ હતા કે પારિસના સેંટ રોસના દેવળમાં જ્યારે તે

સખાવતની પેટી ફેરવતી, ત્યારે ૨૦,૦૦૦ ફ્રેંક તેમાં ભરાતા. ઇટાલીથી પાછા ફરતાં નેપોલિયનને સત્કાર મળ્યો, તે વખતે લોકોએ આ મોહક સ્ત્રીને જોઇ અને તેથી તેઓ આ મહાન વીરને જોવાનું લગભગ વીસરીજ ગયા!

ખાણા વખતે એક નોકરે મડમ ડી મેન્ટેનાંને કહ્યું કે, "બાઇ સાહેબ! મહેરબાની કરી એક વાત વધારે કહો; કારણકે આજે સુંદર વાની નથી." તેની રીતભાત અને વાણી એટલાં મોહક હતાં કે, તેના મહેમાનો જિંદગીનાં અનેક દુઃખ ભૂલી જતા.

સેંટ બવના કહેવા પ્રમાણે કોપેનું અધિકારીમંડળ સહેલગાહે જઇ આવી કેમ્બેરીથી બે ગાડીમાં આવ્યું. પહેલી ગાડીમાં આવનારને ઘણો કડવો અનુભવ મળ્યો હતો; ભયંકર ગર્જનાયુક્ત વરસાદનું તોફાન, ત્રાસજનક રસ્તા અને આખી મંડળીને ભય તથા ઉદ્વેગ. બીજી ગાડીનાં માણસોને આ વાત સાંભળીને આશ્ચર્ય થયું. તોફાન, ઢોળાવ, કાદવ, ભય એ વિષે તેમને ખબર પણ પડી નહોતી. તેઓ તો દુનિયાને પણ ભૂલી ગયા હતા અને ચોખ્ખી હવા ખાતા હતા. મડમ ડી સ્ટેલ, મડમ રેકેમિયે, બેન્જામિન કોન્સ્ટન્ટ અને સ્કલેગલની કેવી મજાની વાતો! વાતનો એટલો બધો નશો ચડ્યો હતો કે, ખરાબ ઋતુ કે ખરાબ રસ્તાની તેમને ખબરજ પડી નહોતી. મડમ ટેસ કહેતી કે, "હું જો રાણી હોઉં, તો મડમ ડી સ્ટેલને મારી સાથે વાત કરવાને હમેશાં હું ફરમાવું."

લૉંગફેલોએ જેમ ઇવેન્જિલાઇન વિષે લખ્યું છે કે, "તે જ્યારે મરણ પામી, ત્યારે કોઇ ઉત્કૃષ્ટ સંગીત બંધ પડ્યું હોય એમ લાગ્યું" તેવુંજ આના સંબંધમાં હતું.

વિટિયર લખે છે કે, "તેને લીધે આપણાં ગૃહોમાં આનંદ છે, આપણાં આંગણાં પ્રકાશે છે અને તેના આવવાથી સાંસારિક વાતાવરણ સુગંધમય બને છે."

મડમ ડી નેકરે કહ્યું છે કે, "**પુરુષના હૃદયમાં વીરતા ઉત્પન્ન કરવા માટે સ્ત્રીમાં સભ્યતાના ખરેખરા સંસ્કાર પડવાજ જોઇએ.**"

હેઝલિટે કહ્યું છે કે, "ખુશ કરવાની કળા ખુશ થવામાં રહેલી છે. સુશીલ અને પ્રીતિપાત્ર થવા માટે માણસે પોતે પોતા-

થી તેમ અન્યથી સંતુષ્ટ રહેવું જોઇએ.”

આર્થર એમ. કાવાના એમ. પી. જેને હાથપગ નહોતા; તેને ત્યાંનો બેએક અઠવાડિયાનો એક મહેમાન, કાવાના શી રીતે ખાતો તે જાણવાને ઘણો આતુર હતો; પણ કાવાનાની વાતચીત અને રીતભાત એટલાં મોહક હતાં કે, તે મહેમાન પોતાની ઉમેદ તૃપ્ત કરવાનું ભૂલી ગયો.

ડિકન્સને સારી રીતે ઓળખનાર એક જણ કહે છે કે, “જ્યારે ડિકન્સ કોઇ ઓરડામાં દાખલ થતો, ત્યારે તે ઓરડામાં દેવતાનો જાણે એકદમ ભભૂકો થતો જેથી દરેકને ગરમી મળતી.”

એમ કહેવામાં આવે છે કે, “ગેટે જ્યારે કોઇ વિશ્રાંતિગૃહમાં દાખલ થતો, ત્યારે લોકો તેને જોઇ રહેવામાં અને તેનાં વખાણ કરવામાં પોતાના છરીકાંટા પણ મૂકી દેતા.”

ડેમોસ્થિનિસના સુપ્રસિદ્ધ વકતૃત્વનો અહેવાલ સાંભળીને ફિલિપ આફ મેસિડોને કહ્યું હતું કે, “હું પોતે ત્યાં હોત, તો મારી પોતાની સામેજ હથિયાર ઊંચકવાની મને લાગણી થાત.”

વેન્ડેલ ફિલિપ્સના તાલબંધ ચડઊતરવાળા વકતૃત્વથી લોકસમૂહ છૂટી શકતો નહિ. તેને અને તેના પક્ષને લોકો ધિક્કારવા છતાં કલાકોના કલાકો સુધી જાણે જાદુ લાગ્યું હોય, તેમ તેઓ તેને સાંભળતા. જેનું અનુકરણ ન થઇ શકે તેવી તેની રીતભાતથી અને વર્ણન ન થઇ શકે તેવી તેની મોહકશક્તિથી તેમનું ધ્યાન એકાગ્ર થતું અને તેના આંજી નાખે તેવા વકતૃત્વ આગળ કોઇ પણ રીતે ટકી શકાય એમ નહોતું.

હેન્રી કલેની રીતભાત એટલી સુંદર અને અસરકારક હતી કે, પેન્સિલવાનિયાના એક દુકાનદારે, જે ગાડીમાં તે મુસાફરી કરતો હતો, તેમાંથી ઊતરી, પોતાની તેમ પોતાની સ્ત્રી આગળ ભાષણ કરવા તેને વિનતિ કરી.

મહાન એડવોકેટ કોએટ આગળ એક પછી એક પાંચ વાર ચુકાદો આપનાર જયુરીનો એક ભોળો સભાસદ કહેતો કે, “કોએટની લાંબી લાંબી વાતને હું મહત્ત્વ આપતો નથી; પણ હું તેને એક નસીબવાન વકીલ ગણું છું; કારણકે તે પાંચે કેસમાં તે સાચની તરફજ હતો. તેની રીતભાત અને તેનો તર્ક દુર્નિવાર્ય હતાં.”

યુરોપમાં પાંચ વર્ષ અભ્યાસ કર્યા પછી એડવર્ડ એવરેટને જ્યારે પ્રૉફેસરની જગ્યા મળી, ત્યારે વિદ્યાર્થીઓ લગભગ તેને પૂજતા. વીરલ સંસ્કૃતિવાળી સ્ત્રીઓ સિવાય, બીજે કોઇ પણ સ્થળે માલૂમ નહિ પડતા ઉત્કૃષ્ટ સૌંદર્યની છાંટ તેની રીતભાતને લાગી હોય એમ જણાતું. તેની આજુબાજુના જાદુઈ વાતાવરણમાં તેની પ્રિયતા જામી રહી હતી. તેની દરેક જણને અસર થતી, પણ તેનું કોઈ વર્ણન કરી શકતું નહિ. આ વાતાવરણ હમેશાં તેની આજુબાજુ રહેતું.

સ્ટીવન એ. ડોગ્લસને સેનેટમાં ગાળો પડ્યા પછી તે ઊભો થયો અને બોલ્યો કે, "જે વાત કોઇ સદ્દગૃહસ્થે કહેવી ન જોઇએ, તે વાતનો કોઇ સદ્દગૃહસ્થે જવાબ પણ વાળવો ન જોઇએ."

ફિલાડેલ્ફિયા જતી ટ્રેનના એક ડબામાં ન્યુયોર્ક જતી એક બાઇએ જગ્યા લીધી; એવામાં તેની આગળ બેઠેલા એક જરાક પુષ્ટ માણસે સિગાર સળગાવી. આથી તેને ઉધરસ આવવા માંડી અને તે બેચેનીથી હાલવા માંડી. આ સૂચનાની પેલા ઉપર કાંઈ પણ અસર થઈ નહિ, તેથી તેણે મરડાટમાં કહ્યું: "તમે વિદેશી લાગો છો અને ટ્રેનની સાથે બીડી પીવાનો જુદો ડબો છે, તે તમે જાણતા નહિ હો. બીડી પીવાની અહીં મનાઇ છે." તે માણસે એનો કાંઇ પણ જવાબ આપ્યો નહિ; પણ બારીમાંથી પોતાની સિગાર ફેંકી દીધી. થોડી વારે જ્યારે ગાર્ડે તેને કહ્યું કે, તે જનરલ ગ્રેન્ટના ખાનગી ડબામાં દાખલ થઇ હતી, ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે ગભરાઇને નીકળી ગઇ; પણ જે સુંદર સભ્યતાથી ગ્રેન્ટે પોતાની સિગાર ફેંકી દીધી, તેજ સભ્યતા તેણે ફરી બતાવી. તે દરવાજા સુધી પહોંચી, ત્યાંસુધી આ મૂંગી, સ્થિર આકૃતિ તરફ તે ભય સાથે જોઇ રહી હતી; છતાં તેને દૃષ્ટિ વડે પણ કાંઈ પૂછવાનું હતું તેમ તેણે તેને જણાવ્યું નહિ. તેને તેનો ખેદ થવા દીધો નહિ, પણ તેને તેથી આનંદ થયો હતો, તે પણ તેણે જણાવા દીધું નહિ.

"થાઉઝંડ આઇલૅન્ડઝ"ની પ્રેસિડન્ટ આર્થરની માછલાં પકડવાની સહેલગાહના અહેવાલનો તાર જુલિયન રાલ્ફે મૂકયા પછી તે સવારના બે વાગ્યે તેની હોટેલે આવ્યો, ત્યારે સઘળાં બારણાં બંધ થઈ ગયાં હતાં. બે મિત્રો જે તેની સાથે હતા, તેઓ સહિત તેણે ચાકરોને જગાડવા માટે બાજુનાં બારણાં ઠોકયાં;

પણ યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડન્ટ મિ૦ આર્થરેજ જ્યારે બારણાં ઉઘાડયાં ત્યારે તેના ખેદનો પાર રહ્યો નહિ.

રાલ્ફે જ્યારે તેની માફી માગી, ત્યારે મિ૦ આર્થરે કહ્યું કે, " જે થયું છે તે બરાબર થયું છે. જો હું ન આવ્યો હોત, તો સવાર સુધી પણ તમે અંદર આવી શકત નહિ; કેમકે મારા સિવાય કોઇ જાગતું નથી. હું મારા કાળા નોકરને મોકલત; પણ તે પણ ઊંઘતો હતો અને તેને જગાડવો એ મને ઠીક લાગ્યું નહિ."

પ્રિન્સ ઑફ વેલ્સ જેઓ યુરોપના પ્રથમ પંક્તિના ગૃહસ્થ ગણાતા, તેઓએ એક નામીચા માણસને પોતાની સાથે જમવા બોલાવ્યા. જ્યારે સૌને કૉફી આપવામાં આવી, ત્યારે મહેમાનને રકાબીથી કૉફી પીતા જોઇ સૌને ગભરાટ છૂટયો. ખાણાના ટેબલ ઉપર ઉઘાડે છોગે હાહા હીહી થઇ રહી. પ્રિન્સે પોતાની આંખો ઊંચી કરી અને આ મશ્કરી સમયને યોગ્ય નહિ છતાં આનંદનું કારણ તરત સમજી જઈ તેણે પોતાનો પ્યાલો પણ રકાબીમાં ઠાલવ્યો અને મહેમાનની પેઠેજ તે પીવા લાગ્યો. રાજકુટુંબનાં બીજાં માણસ મૂંગાં થઇ ગયાં, શરમાઇ ગયાં અને પોતાને ઠપકો મળ્યો જાણી પોતે પણ તેમ કરવા મંડ્યાં.

કાર્લાઇલ જે સ્કૉચ ગામડિયો હતો, તેને ઉમરાવપદ આપવાનું હોવાથી મહારાણી વિકટોરિયાએ તેને બોલાવ્યો. કાર્લાઇલને એમ હતું કે, તે પોતાના હક્કની રૂઇએજ ઉમરાવ હતો; એટલે તેણે તે લેવા ના પાડી. કૉર્ટની રીતભાત તે એટલી થોડી સમજતો હતો કે, જ્યારે તેને મહારાણી આગળ લાવવામાં આવ્યો ત્યારે તેણે થોડી વાત તેની સાથે કરી અને પછી તે થાકવાથી બોલ્યો કે, " હવે આપણે જરા બેસીને વાત કરીએ." આથી દરબારીઓ તો જાણે મૂર્છામાં આવી ગયા હોય એમ જણાયું; પણ રાણીએ મોટાઇ છોડી નહિ અને એવો ઇશારો કર્યો કે, તેથી બધાં દરબારી પૂતળાં એકજ ક્ષણમાં બેસી ગયાં.

શિષ્ટાચારના નિયમો રાણીએ સભ્યતાથી બંધ કર્યા અને તેથી તેને કેટલી લાગણી થઈ હતી, તે કાર્લાઇલને જ્યારે તેનો એક ઓળખીતો પહેલીજ વાર મળ્યો, ત્યારે તેણે કાર્લાઇલ વિષે જે કાંઇ કહ્યું તે ઉપરથી સારી રીતે સમજાય છે. " કોઇ કારણ ન સમજાય તેવી તેની રીતથી તેની હાજરી કંટાળો આપતી

હતી. એક વીરલ મનુષ્યને હું મળીશ એમ હું ધારતો હતો, તેને બદલે મેં જાણે કોઇ ખાટો પદાર્થ ખાધો હોય અગર તો જાણે સમુદ્રની બિમારીથી મને ઊલટી આવતી હોય, એવી રીતે હું તેને છોડી જતો હતો.

કેટલાક માણસ જાણે કે રાજસત્તા ચલાવતા હોય અને બીજાઓ ખુશીથી તેમનું આજ્ઞાપાલન કરતા હોય, એમ જણાય છે. આ જાદૂઇ સત્તા તેઓ ક્યાંથી મેળવે છે? મેસ્મેરિઝમને મળતી આ સત્તા કે જે મેળવવાને આપણે ગમે તે ખર્ચ કરી નાખીએ, તેનું રહસ્ય શું છે?

સભ્યતા કાંઇ ઊંચી જગ્યાઓમાં અને ઉચ્ચ પદમાંજ હોય છે, એવું કાંઇજ નથી. રાજદરબારમાં પણ ખરાબ રીતભાતના દાખલા માલૂમ પડે છે.

પ્રિન્સ અને પ્રિન્સેસ ઑફ વેલ્સે એક વખત મિજબાની રાખી હતી. આમાં સમાજના ખાસ સભ્યોનેજ દાખલ કરવામાં આવ્યા હતા. પ્રિન્સેસ જે થોડા વખતથીજ પરણીને આવી હતી, તેને આ મિજબાનીમાં જોવા માટે એટલી ધક્કાધક્કી ચાલી, એટલી કોશિશો થઈ કે તે દીવાનખાનામાંથી પસાર થઈ, તે વખતે પ્રિન્સેસ રૉયલનું એક બસ્ટ તેની બેઠકથી નીચે પડી ગયું અને તેને નુકસાન થયું. બસ્ટની બેઠક પણ ઊંધી પડી ગઇ! પ્રિન્સેસને જોવાની આતુરતામાં સ્ત્રીઓ તેની ઉપરજ ઊભી રહી!

જ્યારે રશિયાની કૅથેરાઇન રાણી તેના ઉમરાવોને મિજબાની આપતી, ત્યારે તેમનાં કાર્ડ ઉપર સભ્યતાના નીચેના નિયમ તે મૂકતી: "મિજબાની પૂરી થાય તે પહેલાં મહેમાનોએ નશો કરવો નહિ. મંડળીમાં ઉમરાવોએ પોતાની સ્ત્રીઓને મારવી નહિ. દરબારની સ્ત્રીઓએ પીવાના પ્યાલામાં પોતાનાં મોં ધોવાં નહિ અગર મેજ પર પાથરેલા રુમાલથી પોતાનાં મોં લોવાં નહિ કે કાંટાથી દાંત ખોતરવા નહિ." પણ આજે રીતભાતમાં અને શિષ્ટાચારમાં રશિયાના ઉમરાવો કરતાં કોઇ ચઢિયાતા નથી.

એક કોથળીની અંદર શું છે, તે બતાવવાને તેને જે ચિઠ્ઠી લગાડવામાં આવતી તે ચિઠ્ઠી એ એટિકેટનો મૂળ અર્થ થતો હતો; કેમકે જે કોઇ કોથળીને આ ટિકિટ લગાડવામાં આવતી,

તેને પછી તપાસવામાં આવતી નહિ. આ શબ્દનો પાછળથી, મહેમાનોએ પાળવાના કેટલાક ચોક્કસ નિયમ કે જે કાર્ડ પર છાપવામાં આવતા હતા, તે અર્થ થયો અને તેથી કરીને આ નિયમોને લોકો ટિકેટ અગર એટિકેટ કહેતા અને પછી સારા લોકોમાં કાર્ડ પ્રમાણે ચાલવું અગર બોલવું એ ખાસ નિયમ થઇ પડ્યો હતો.

ઇટલીના લશ્કરનો મુખ્ય સેનાપતિ નેપોલિયન થયો, તે પહેલાં તે જોસેફાઇનને પરણ્યો હતો, તે તેનું સદ્ભાગ્ય હતું. તેનું હિત આગળ વધારનાર તેના અનુયાયીઓ ઊભા કરવામાં ફ્રાન્સના એક ડઝન માણસની વફાદારી કામમાં આવે, તેના કરતાં જોસેફાઇનની આકર્ષક રીતભાત અને લોકોને સમજાવવાની તેની અદ્ભુત શક્તિઓ વધારે અસકારક નીવડતી; કેમકે રણક્ષેત્રમાં નેપોલિયન જેમ એક વિશિષ્ટ અગ્રેસર હતો, તેમ દરબારના દીવાનખાનામાં જોસેફાઇન અગ્રેસર હતી.

તેના વ્યક્તિત્વની છાપનું રહસ્ય કે જેથી તે ફ્રેન્ચમેનોના હૃદય ઉપર રાજ્ય કરનારી રાણી થઈ પડી, એટલુંજ નહિ પણ જેથી તે તેના પતિએ જીતેલા મુલકોની પ્રજાના હૃદય પર હકુમત ચલાવનારી રાણી થઇ પડી, તે તેણે પોતેજ ઘણી સરસ રીતે કહ્યું છે. નિકટના એક મિત્રને તેણે એક પ્રસંગે કહ્યું હતું કે, "એકજ એવો પ્રસંગ છે કે જેમાં હું સ્વેચ્છાથી, 'મારી ઇચ્છા છે' એવા શબ્દ વાપરીશ. મારી આજુબાજુ સઘળાં સુખી થાય એવી મારી ઇચ્છા છે એવું કહેવું હશે, ત્યારેજ હું તે શબ્દો વાપરીશ."

"તે માર્ગે થઇ—પાસે થઇ—જતી, ત્યારે આનંદજનક પ્રભાત હોય એમ લાગતું."

"આખા દિવસ ઉપર પ્રભાતનો મહિમા તે પાથરતી."

કુદરતની સઘળી ખામીઓની ખોટ સુંદર રીતભાત ઘણીજ સારી રીતે પૂરી પાડે છે. વધારેમાં વધારે આકર્ષક અને મોહક મનુષ્ય સૌથી સરસ શારીરિક સુંદરતાવાળું નહિ, પણ સૌથી વધારે આકર્ષક રીતભાતવાળું હોય છે. સૌંદર્ય એ દેવની ખાસ કૃપાની નિશાની છે, એમ ગ્રીક લોકો ધારતા અને જે સૌંદર્યને કઠોરતા અને મગરૂરીના આવિર્ભાવનું કલંક ન લાગ્યું હોય, તેજ

સૌંદર્યને અલંકારને લાયક અને પસાર કરવાને લાયક તેઓ ગણતા. તેઓની ભાવના પ્રમાણે અંદરના મોહક ગુણો જેવા કે આનંદીપણું, દયાળુપણું, સંતોષ, સખાવત અને પ્રેમ, એનું પ્રદર્શન એનુંજ નામ સૌંદર્ય હતું.

મિરાબો ફ્રાન્સમાં સર્વથી સુશીલ સજ્જનમાંનો એક હતો. એમ કહેવાતું કે, "શીતળાના ડાઘાવાળા વાઘના જેવું તેનું મોં હતું, પણ તેની રીતભાતનો મોહ અનિવાર્ય હતો."

મડમ ડી સ્ટેલ ખૂબસૂરત નહોતી, પણ તેનામાં જેનું વર્ણન ન થઇ શકે એવું કાંઇક હતું, કે જેના આગળ માત્ર શારીરિક સૌંદર્ય દબાઇ જઇ સાધારણ જણાતું અને શરમાઇ જતું. માણસોના મન ઉપરનો તેનો કાબૂ અદ્ભુત હતો. તેઓ તેની મરજી પ્રમાણે ચાલનારાં પૂતળાં જેવા હતા અને તે જાણે સર્વ-શક્તિમાન હોય, તેમ અન્ય જીવનને સ્વરૂપ આપતી. લોકો ઉપરની તેની સત્તાથી શહેનશાહ નેપોલિયન એટલું બીતો કે, તેણે તેનાં લખાણોનો નાશ કર્યો અને તેને ફ્રાન્સમાંથી દેશનિકાલ કરી.

કલાની માફક જીવન અને ચારિત્ર્યની સુંદરતાને પણ કોઇ અણીદાર ખૂણા હોતા નથી. વર્તુલમાં વર્તુલ એટલી મૃદુતાથી મળે છે કે, તેની લીટીઓ ચાલુ ને ચાલુજ જણાય છે. અનેક આત્માઓ જે લગભગ સુંદર હોય છે, છતાં પણ સુંદર નથી જણાતા, તેનું કારણ આ બારીક ખૂણા હોય છે. સારૂં કથન પણ કાંઇક એકદમ અસભ્ય, કવખતનું અગર જગ્યાને અનુસરતું નહિ તેવું હોય છે; ત્યારે તે સારાની કિંમતમાં પણ કાંઇક ઘટાડો થાય છે. **માયાભરી સભ્યતા અને સારી રીતભાતથી ઘણાં પુરુષ અને સ્ત્રીઓ પોતાની સત્તા અને ફતેહમાં બેવડો વધારો કરી શકે છે.**

દંતકથા ઉપરથી માલૂમ પડે છે કે, આખા ગ્રીસને મોહ પમાડનાર અદ્ભુત સૌંદર્યદેવીનું ચિત્ર એપેલિસે ચીતર્યું તે પહેલાં, સઘળી સ્ત્રીઓમાં જે સારામાં સારૂં હોય તેનું મિશ્રણ પોતાના અનુપમ ચિત્રમાં આવી શકે, તેટલા માટે તે વર્ષોનાં વર્ષો સુધી સુંદર સ્ત્રીઓને જોવા નીકળ્યો હતો. આ રીતે પોતે જે કોઇ શિષ્ટ જનોને મળે, તેમનામાં જે કાંઇ સુંદરમાં સુંદર અને અનુકરણ કરવા લાયક હોય, તે સઘળાનો સારી રીતભાત-

વાળા માણસો અભ્યાસ કરે છે, અવલોકન કરે છે અને તેનો સ્વીકાર કરે છે.

કસ્તૂરીનો માત્ર એકજ દાણો પોતાની ખરી કિંમતનો એક અંશ પણ ખોવાયો હોય એમ જણાવ્યા વિના વર્ષોનાં વર્ષો સુધી એક ઓરડાને સુગંધ આપે છે. આજ રીતે આપણી આજુ-બાજુ સર્વને જણાઇ આવે તેવી અને સારૂં અગર ખોટું કરવાની શક્તિવાળી રીતભાતની અસર આપણે ફેલાવતા રહીએ છીએ.

એક ચાલાક અવલોકનકારે કહ્યું છે કે, " કૂતરાને પણ વિના આદરે એક હાડકું નાખશો, તો તેને તે પોતાના મોંમાં લઇ પૂછડી હલાવ્યા વગરજ દોડશે; પણ જો તે કૂતરાને તમે બોલાવશો, તેને માથે હાથ ફેરવશો અને તમારા હાથમાંથી તેને પોતાની મેળે તે હાડકું લેવા દેશો, તો તેની પૂંછડી જરૂર આ-ભારથી હાલશે. આ પ્રમાણે સારાં કામની અને સારૂં કામ કર-વાની સરસ રીતની કૂતરો પણ પિછાન કરે છે; માટે જેઓ પોતાનાં સારાં કામ માત્ર તોછડાઇથીજ બીજા તરફ ફેંકે છે, તેમણે તેનો આભારયુક્ત સ્મિત સાથે સ્વીકાર થાય એવી આશા રાખવી નહિ. "

એડિનબરોવાળા ડૉ૦ ગથરીએ કહ્યું છે કે, " રોમમાં કોઇને તમે રસ્તો બતાવવાનું કહેશો, તો તે તમને હમેશાં સભ્યતા-થીજ ઉત્તર આપશે. સ્કોટલૅંડમાં તેવો પ્રશ્ન તમે પૂછશો, તો તમને જવાબ મળશે કે, 'નાકની દાંડીએ ચાલ્યા જાઓ એટલે અમુક મકાન પર તમે જઈ શકશો.' આમાં વાંક ઉચ્ચ વર્ગનો છે. આ પ્રદેશમાં નીચેના વર્ગના લોકો સભ્ય નથી; તેનું કારણ એ છે કે, ઉચ્ચ વર્ગનાજ લોકો સભ્ય નથી. પેરિસમાં હું પહેલી વાર ગયો, ત્યારે મને કેવું આશ્ચર્ય થયું હતું, તે હું જાણું છું. પહેલી રાત્રી મેં એક નાણાવટી સાથે ગાળી. આ નાણા-વટી મને એક વીશીમાં લઇ ગયો. જ્યારે અમે વીશીએ જઇ પહોંચ્યા, ત્યારે એક નોકર–છોકરી દરવાજા આગળ આવી. તે નાણાવટીએ પોતાની ટોપી ઉતારીને છોકરીને નમન કર્યું અને તે ઉચ્ચ વર્ગની સ્ત્રી હોય, એમ સંબોધીને એવા ઉપનામથી તેને બોલાવી. ત્યાંના નીચ વર્ગના લોકો પણ સભ્ય હોય છે, તેનું કારણ એજ છે કે, ત્યાંના ઉચ્ચ વર્ગના લોકો પણ આ પ્રમાણે તેમના તરફ સભ્યતાથી વર્તે છે."

**ઉત્તમ શિષ્ટાચાર એ એક ખાસ દોલત છે.** સારી રીતભાતવાળાને પૈસા વગર ચાલે છે; કારણકે તેઓને જ્યાં ત્યાં જવાનો પાસ મળે છે, સઘળાં બારણાં તેમને માટે ઉઘડી જાય છે અને તેઓ પૈસા અને કિંમત આપ્યા વગર તેમાં દાખલ થાય છે. કોઈ પણ ચીજ ખરીદવા અગર તેના માલિક હોવા સિવાય, પણ તે લગભગ દરેક ચીજ ભોગવે છે. જેમ સૂર્યના પ્રકાશનો સત્કાર થાય છે, તેમ દરેક ઘરમાં તેનો સત્કાર થાય છે અને શા માટે ન થાય? કારણકે તેઓ પ્રકાશ, તડકો અને આનંદને પોતાની સાથે લઇને ફરે છે. તેઓ ઈર્ષ્યા અને અદેખાઇને નબળાં પાડી દે છે; કારણકે તેઓ પોતે સર્વ પ્રત્યે શુભેચ્છા રાખે છે. જેને મધ લગાડેલું હોય છે, તેવા માણસને મધમાખ પણ ડંખતી નથી.

બીજાની શત્રુતા થાય એવા ગુણને જેવા કે વૈર, તિરસ્કાર, ઇર્ષ્યા વગેરેને ખરા સદ્ગૃહસ્થ આશ્રય આપતા નથી; કારણકે એથી કરીને આધ્યાત્મિક જીવનનાં સાધન વિષમય થાય છે અને આત્માનો નવપલ્લવ ચીમળાઇ–કરમાઈ જાય છે. સારી રીતભાતવાળા માણસને હૃદયની ઉદારતા અને સર્વ પ્રત્યે આનંદયુક્ત શુભેચ્છાના સદ્ગુણની ખાસ જરૂર રહે છે. જુઓ, અમુક આડો, ચીડિયો, કઠોર, ઉદ્વેગી, મૂંગો, ગુસ્સાબાજ, ડંસીલો અને પોતાના કુટુંબ અને નોકરો સાથે હલકું વર્તન કરનાર માણસ, કાંઇ જરૂરના પોશાક માટે જોઇતા પૈસા પોતાની સ્ત્રીને આપવાને ના પાડે છે અને લખપતિને પણ ખરાબ કરે એવા ઉડાઉપણાનો તેના ઉપર આરોપ મૂકે છે; પણ પછી એકદમ તેનું બારણું ઠોકાય છે અને કેટલાક પાડોશીઓ તેના ઘરમાં આવે છે, એટલે કેવો ફેરફાર થઇ જાય છે! એક ક્ષણ પહેલાં જે ભૂત જેવો હતો, તે હવે એક ઘેટા જેવો થઇ જાય છે અને જાદૂની માફક તેનામાં વાતચીતનો ઉત્સાહ આવે છે. તે હવે સભ્ય અને ઉદાર બની જાય છે; પણ તે પાડોશીઓના ગયા પછી તેની નાની છોકરી તેને તેની તેજ રીતભાત રાખવાનું, થોડી વારજ રાખવાનું કહે છે; પણ પાછો તેનો તેજ ગુસ્સાબાજ અને ચીડિયો સ્વભાવ બીજી વાર દર્શન દે છે અને તેની સભ્યતા જેવી આવી હતી, તેવીજ અદૃશ્ય થાય છે. તે તો પાછો પહેલાંના જેવોજ અણગમતો તિરસ્કારને યોગ્ય અને કડવો ઝેર જેવો બની રહે છે.

મહાન ડૉ. જોન્સનને એસ્કીમોની માફક ખાતો અને બીજા લોકો તેની સાથે સંમત ન થાય, તે માટે તેમને જૂઠા કહેતો સાંભળીને તેના કયા મિત્રને દુઃખ અને ઉદ્વેગ થયાં નહોતાં? તેને "મોટા રીંછ" એટલે જંગલીનું ઉપનામ મળ્યું હતું. બેન્જામિન રશે કહ્યું છે કે, "લંડનની એક મિજબાનીમાં અમેરિકાના ઇંડિયન્સ વિષે ગોલ્ડસ્મિથે ડૉ૦ જોન્સનને પ્રશ્ન પૂછ્યો, ત્યાર તે બોલી ઊઠ્યો કે, 'આવો પ્રશ્ન પૂછે એવો નોર્થ અમેરિકામાં કોઇ ઇંડિયન નથી.' ગોલ્ડસ્મિથે જવાબ આપ્યો કે, 'કોઈ સદ્‌ગૃહસ્થની સાથે આવી વાત કરનાર આટલો બધો જંગલી પણ બીજો કોઈ છેજ નહિ.'"

એમર્સને બરોબર કહ્યું છે કે, "સભ્યતાને માટે હમેશાં પૂરતો ભય હોય છે. તેને માટે જિંદગી કાંઇ ટૂંકી નથી. આપણે આપણા નોકરો અને કુટુંબનાં માણસો તરફ જે વર્તન રાખીએ છીએ, તેમાંજ આપણી રીતભાતની કસોટી રહેલી છે. રોથ્સચાઇલ્ડ, લોરેન્સ બ્રૂકસ અને બીજાં બધા કરોડપતિઓ પોતાનાં ગ્રાહકોની માફકજ પોતાના નોકરો તરફ વર્તતા. બે હજાર વર્ષ પૂર્વે એરિસ્ટોટલે ખરા સદ્‌ગૃહસ્થ કેવા હોય એ વિષે કહ્યું છે કેઃ—

"સારી તેમજ ખરાબ દશામાં ઉદારાત્મા પરિમિતપણેજ વર્તશે. તે પોતે છકી જશે નહિ, તેમ હલકો પણ પડી જશે નહિ. ફતેહથી તે આનંદમાં આવી જશે નહિ, તેમ નિષ્ફળતાથી તે ઉદ્વેગ પામશે નહિ. જોખમને તે પસંદ પણ કરશે નહિ, તેમ ખોળશે પણ નહિ. તેને પોતાની કે બીજાની વાત કરવાની ટેવ નથી. તેની પોતાની પ્રશંસા થાય અગર બીજાની નિંદા થાય, તેની તે દરકાર રાખતો નથી."

એક સજ્જન તે સજ્જનજ હોય છે. તેમાં કાંઇ પણ ઓછું-વધતું હોતું નથી. બહુ તો પહેલાં જે હીરો ખડબચડો હતો, તે હાલ પાસા પાડેલો હીરો હોય છે. એક સદ્‌ગૃહસ્થ નમ્ર, વિનીત, સભ્ય અને એકદમ બીજાને ખોટું ન લગાડે તેવો હોય છે; અનિષ્ટનું અનુમાન કરવામાં તે ધીરો હોય છે; કારણકે તે તે વિષે વિચારજ લાવતો નથી. તે પોતાની રુચિઓને અંકુશમાં રાખે છે અને સંસ્કારી બનાવે છે. તે પોતાની લાગણીઓને દબાવે છે, પોતાની વાણી ઉપર અંકુશ રાખે છે અને બીજાં સર્વને પોતાનાં જેવાંજ ધારે છે.

ચીનાઇ વાસણની પેઠે સદ્ગૃહસ્થને પણ ગ્લેઝ (સુંવાળા) થવા પહેલાં રંગ લાગવો જોઇએ; કેમકે એક વાર તેને તપાવ્યા પછી તેમાં કાંઇ પણ ફેરફાર થઇ શકતો નથી અને તેને જે કાંઇ પાછળથી લગાડવામાં આવે છે, તે ધોવાઇ જાય છે. **માણસે પોતાનું સઘળું ખોયું હોય, તે છતાં પણ જો તે પોતાની હિંમત, આનંદી સ્વભાવ, આશા–સદ્ગુણ અને સ્વમાનને રાખી રહે છે, તો તે ખરેખરો સદ્ગૃહસ્થ છે તથા દોલતવાળો છે.**

મેરી–કવીન ઑફ સ્કૉટસ જ્યારે ફાંસીને લાકડે ચડી, ત્યારે જેલરે તેને હાથ આપ્યો. તે હાથ તેણે લીધો અને કહ્યું: "તમારો ઉપકાર માનું છું. આ છેલ્લામાં છેલ્લી તસ્દી તમને હું આપું છું." આપણા લોકપ્રિય પ્રધાન ડૉ. ફ્રેંકલીનને છૂટો કરવા મિ. જેફ્રસંનને પેરિસ મોકલવામાં આવ્યા ત્યારે ફ્રેંચ પ્રધાન કાઉન્ટ ડી. વર્જેનિસે કહ્યું હતું કે, "મિ. જેફ્રસંન ! મેં સાંભળ્યું છે કે ડૉ. ફ્રેંકલીનની જગ્યા તમે પૂરવાના છો." યુરોપના સર્વથી વધારે સભ્ય દરબારમાં અત્યંત પ્રીતિ મેળવનાર મિ. જેફ્રસંને એનો આબાદ જવાબ આપ્યો કે, "ડૉ૦ ફ્રેંકલીનની જગા કોઈ પૂરી શકે એમ નથી. હું તેમની જગા ઉપર આવું છું."

પોપ ચૌદમા કલેમંટને તેની ચૂંટણી માટે એલચીઓએ અભિનંદન આપતાં તેણે નમન કર્યું. તે વખતે રીતભાત પર દેખરેખ રાખનારે કહ્યું કે, "તમારે સલામ પાછી ભરવાની જરૂર નહોતી." કલેમંટે જવાબ દીધો કે, "મને માફ કરજો, પોપ થવાને મને બહુ વખત નથી લાગ્યો કે જેથી રૂડો શિષ્ટાચાર હું ભૂલી જાઉં."

કાઉપર કહે છે કે, "એક મર્યાદાશીલ, સમજુ અને સારા સંસ્કાર પામેલો માણસ મારૂં અપમાન કરશે નહિ અને બીજો કોઇ કરી શકશેજ નહિ."

મોન્ટેસ્કવી કહેતો કે, "હું કદી નિંદા સાંભળતો નથી; કારણકે તે જૂઠી હોય, તો ઠગાવાનું મારે માથે જોખમ રહે છે અને જો તે સાચી હોય, તો જેઓ વિચાર કરવા લાયક માણસો નથી, એમનો તિરસ્કાર કરવાનું મને જોખમ રહે છે."

એમર્સંન કહે છે કે, "રાજાના ડ્રેસ માટે જાળી જેવું

લૂગડું એવું બારીક વણવામાં આવ્યું હતું કે, તે દેખી શકાતું નહોતું.” આવી હાન્સ એન્ડર્સનની વાર્તાનો અર્થ સારી રીતભાત થાય છે. અમીરી સ્વભાવનું ખરેખરૂં આભરણ એજ છે.

સારી રીતભાત હોવી, સહાનુભૂતિની સાથે સમયસૂચકતા અને વખતને અનુસરતો વિચાર કરવાની ટેવ હોવી તે, જિંદગીમાં કેવી મહત્ત્વની બાબત છે, તેનો પૂરેપૂરો ખ્યાલ ઘણાને હોતો નથી. સારા સ્વભાવનું તે સુંદર ફળ છે અને સારામાં સારી મંડળીમાં તેને લીધે માર્ગ ઝટ ખુલ્લો થઈ જાય છે. જે હવા આપણે શ્વાસોચ્છ્વાસમાં લઈએ છીએ, તેની માફક રીતભાતની ચાલુ, દૃઢ અને અજિત અસર વડે આપણું મન દુઃખાય છે અગર સાંત્વન પામે છે, તેથી આપણે ઉન્નત થઈએ છીએ અગર અવનત થઈએ છીએ. તે આપણને જંગલી બનાવે છે અગર સુધારે છે. નરમાશ એ એક એવું તેલ છે કે જે આપણા એકબીજાના સંબંધમાં સુંવાળાશ રાખે છે અને જે જનસમાજના યંત્રને ઘસારા વગર પોતાના ધર્મ બજાવવાને શક્તિમાન કરે છે. નમ્રતામાં જે બળ છે, તેનું અર્ધું બળ પણ કઠોરતામાં નથી.

કાંટા, જાળાં, ઝાંખરાં, પર્વતનાં કેટલાંક ઘાસ, અડચણ કરતાં ઝાડવાં, એ સર્વ કાંઇ પણ કેળવણી વગર ઊગે છે; પણ બગીચાનું રાતું ગુલાબ જેનો સુંદર પલ્લવ એકબીજા ઉપર સુંદર સમુદાયમાં ચઢેલો હોય છે, જેની વીરલ સુગંધ વડે હવામાં મીઠી સુગંધ ફેલાય છે, તે કેળવાયલા પૂર્વજનાજ વંશમાં જન્મ પામ્યું છે અને તેની ટૂંકી પણ સુંદર જિંદગીમાં સંભાળપૂર્વક કેળવણી પામ્યું છે.

એમર્સન કહે છે કે, “પાનખર ઋતુની મોડી સવારે જંગલમાં તમે ક્ષુદ્ર ટોપ જોયા છે? એ વેલામાં કાંઇ નક્કરપણું હોતું નથી. મુરબ્બા જેવા તે નરમ હોય છે; છતાં તે પોતાના ચાલુ, સંપૂર્ણ અને જેનો ખ્યાલ ન આવી શકે તેવા વેગથી, ઝાકળવાળી જમીનમાંથી પણ બહાર નીકળે છે અને પોતાના માથા ઉપર એક કઠણ કકડો બરાબર ઉપાડે છે. માયાળુપણાની શક્તિની તે સંજ્ઞા છે.”

મગુન કહે છે કે,“ સભ્યતા જેવી અન્ય નીતિ નથી; કારણ-

કે સારામાં સારી જીભથી પણ જ્યાં કાંઇજ બનતું નથી, ત્યાં સારી રીતભાત ઘણી વખતે ફતેહ પામે છે. ખુશ કરવાની કળા તે દુનિયામાં આગળ વધવાની કળા છે."

એમ કહેવામાં આવે છે કે, "દુનિયામાં સૌથી સભ્યમાં સભ્ય માણસો યહૂદીઓ છે. સઘળા જમાનામાં તેમના ઉપર જુલમ કરવામાં આવ્યો છે; તેમની અપકીર્તિ કરવામાં આવી છે અને તેમના શહેરી તરીકેના તેમજ સામાજિક હક્ક લઈ લેવામાં આવ્યા છે; છતાં પણ સર્વ ઠેકાણે તે સભ્ય, સુશીલ, આકર્ષક અને દયાળુ જોવામાં આવ્યા છે અને તેઓ નાનો અગર મોટો કોઇ પણ દોષારોપ કરતા નથી. તેઓ જૂના સોબતીઓને વળગી રહે છે. બીજા લોકો તેમના વિચાર અને રીતરિવાજ પ્રત્યે જે માનની નજરથી જુએ છે, તેના કરતાં તેઓ બીજાના વિચાર અને રીતરિવાજ તરફ વધારે માનની નજરથી જુએ છે. સંસાર ઉપર અન્ય લોકોની આસક્તિ હોય છે, તેમના કરતાં તેમનામાં વધારે આસક્તિ હોતી નથી. અન્ય લોકોની રીતે પૈસા ઉપર જે પ્રીતિ હોય છે, તેના કરતાં તેમની પ્રીતિ વધારે હોતી નથી અને દરેક બાબતનો વિચાર કરતાં સભ્યતામાં, સુશીલતામાં અને ખામોશમાં તેઓ બીજા કરતાં ચઢી જાય છે."

ફોન્ટનોયની લડાઇ આગળ સામસામા આવવા છતાં પણ અંગ્રેજોને જેઓએ પહેલાં ગોળીબાર ચલાવવાને કહ્યું હતું, તેઓ ફ્રેંન્ચમેનજ હતા.

ફ્રેન્કો-પ્રુશિયન લડાઇની છેવટે સુલેહના કરાર કરતી વખતે બિસ્માર્કે ફ્રેન્ચોને છેલ્લો ગોળીબાર કરવાનું માન આપ્યું હતું. જર્મન લશ્કરે છેવટની સલામી ફોડી હતી અને પછી ક્ષણવાર બન્ને લશ્કરમાં ચુપકીદી ચાલી હતી. ત્યાર પછી ફ્રેન્ચોની એકજ તોપનો અવાજ સંભળાયો. આ પછી વર્સેલીસના ઘડિયાળના બુરજ ઉપર બાર વાગ્યા અને તે ઝનૂની યુદ્ધનો અંત આવ્યો.

જોસેફાઇને જનરલ લોર્જિસ નામના એક યુવાન અને ખૂબસૂરત માણસને પોતાના સોફા ઉપર પોતાની પાસે બેસાડ્યો હતો, એ વાત સાંભળીને નેપોલિયનને ઘણો ગુસ્સો આવ્યો હતો. જોસેફાઇને આ બાબતનો ખુલાસો કર્યો કે, "તે જનરલ લોર્જિસ નહોતો, પણ તેના લશ્કરનો એક બુઢ્ઢો સરદાર હતો.

દરબારના રીતરિવાજનું તેને બિલકુલ જ્ઞાન નહોતું. તે પ્રમાણિક, વૃદ્ધ સિપાઈની લાગણી દુઃખવવાને તે નારાજ હતી અને તેણે પોતે તેને તેની જગાએ બેસી રહેવા દીધો હતો. ” આ ખુલાસો સાંભળીને તેની સભ્યતા માટે નેપોલિયને તેને ઘણી શાબાશી આપી હતી.

પ્રેસિડન્ટ જેફર્સન એક દહાડો પોતાના પૌત્ર સાથે ઘોડે બેસીને જતો હતો, તેવામાં તેને એક ગુલામ મળ્યો. ગુલામે ટોપી ઉતારી તેને નમન કર્યું. પ્રેસિડન્ટે તેને ટોપી ઉતારી વળતું નમન કર્યું; પણ તેના પૌત્રે તે હબસીની સભ્યતાની અવગણના કરી. તેના દાદાએ કહ્યું “ ટોમસ ! એક ગુલામને તું તારા કરતાં સભ્યતામાં ચઢી જવા દઈશ ? ”

ફ્રેડ ડગ્લાસે કહ્યું છે કે, “ કોઈ પણ મોટા માણસ જોડે પહેલી વાર મેં છૂટથી વાત કરી હોય, તો તે લિંકન છે. તેના અને મારા વચ્ચે વર્ણનો કે બીજો ફેર છે, એવું તેણે એક પણ બાબતમાં મને જાણવા દીધું નહોતું. ”

કૉન્ફ્યુશિયસે કહ્યું છે કે, “ રાજાના ટેબલ ઉપર બેસીને ખાતા હો તેવીજ શાંત રીતે બેસીને ખાઓ. માબાપ જો ઘર આગળ પોતાનાં છોકરાંની રીતભાત માટે બેદરકાર ન રહ્યાં હોય, તો કોઈ પ્રસંગે બહારની રીતભાતથી તેમને શરમાવા જેવું કદી થાયજ નહિ. ”

જ્યારે વૉશિંગ્ટને ૧૭૯૦ માં મિલ્ફોર્ડ એન. એચ.ની મુલાકાત લીધી હતી, ત્યારે કેટલાક અમલદારો સાથે તે શહેરમાં ફરતો હતો. તેવામાં એક કાળો સિપાઈ જે તેની સરદારી નીચે લડ્યો હતો અને નોકરી કરતાં પોતાનો એક અવયવ ગુમાવ્યો હતો, તેણે તેને સલામ કરી. વૉશિંગ્ટને તે સિપાઈ સાથે હાથ મિલાવ્યો અને એક રૂપાનો ડૉલર તેને આપ્યો. આવી હલકી સ્થિતિના માણસ પ્રત્યે યુનાઈટેડ સ્ટેટ્સના પ્રેસિડન્ટે આવી સભ્યતા બતાવી તે સામે તેમના એક ખિદમતગારે વાંધો ઉઠાવ્યો; પણ વૉશિંગ્ટને તેને ઠપકો આપ્યો અને “ સભ્યતામાં આ કાળો માણસ તેના કરતાં વધી જાય એમ તે તેને કરવા દેશે કે ? ” એવો પ્રશ્ન કર્યો.

એન્ડ્રુ જેકસન પોતાના ગોરા પડોશીઓ પ્રત્યે જેટલો માયાળુ

હતો, તેટલોજ માયાળુ, તેટલોજ સન્માન સાચવનારો અને દયાળુ તે ગુલામો પ્રત્યે હતો. તેને કોઇનો ભય નહોતો અને તેને કોઈ છાની વાત હતી નહિ. તે બારણાંને કદી તાળું લગાડતો નહિ અગર કોઇ કાગળ છુપાવતો નહિ.

જેમ્સ રસલ લોવલ જેટલો ઉમરાવો પ્રત્યે સભ્યતા બતાવતો, તેટલીજ સભ્યતા તે ભિખારી તરફ બતાવતો. તે એક વખત એક ઇટૅલિયન વાદ્ય વગાડનારને ઇટલીના દેખાવોના સંબંધમાં પ્રશ્ન પૂછતો અને તેની સાથે ઇટૅલિયનમાં લાંબો વખત વાત કરતો જોવામાં આવ્યો હતો.

લંડનના એક વાંકા રસ્તાના ખૂણેથી ઝડપથી વળતાં એક ચીંથરેહાલ ભિખારીના છોકરાની સાથે એક યુવાન બાઇ જોસથી અથડાઇ. જેટલી ઝડપથી ઊભા રહેવાય, તેટલી ઝડપથી તે ઊભી રહી અને પાછી વળી તથા ઘણા માયાળુપણાથી કહ્યું: "ભાઇ! હું તારી માફી માગું છું. હું તારી સાથે અથડાઇ, તેથી હું ઘણી દિલગીર છું." આશ્ચર્ય પામેલો તે છોકરો એક ક્ષણ વાર તેની સામે જોઈ રહ્યો અને ટોપીનો ત્રણચતુર્થાંશ ભાગ ઉતારીને નીચું નમન કર્યું તથા તેના મોં ઉપર વિશાળ, ખુશકારક સ્મિત લાવી તેણે કહ્યું: "બાઇ! તમને હું માફ કરૂં છું; તમે મને પૂજ્ય છો અને બીજી વખત તમે મારી સાથે અથડાઓ, તો તમે મને ઠોકર મારીને પાડી નાખશો, તોપણ એક શબ્દ હું બોલીશ નહિ." તે બાઇ જરા આગળ ગયા પછી, તેણે પોતાના એક સોબતીને કહ્યું: "અલ્યા જીપ! કોઇએ મારી માફી માગી હોય, તો તે આ પહેલી વારજ માગી છે અને તેથી મને ઘણો આનંદ થયો છે."

સેંટ હેલીનામાં એક મજૂર તેના માથા ઉપરના ભારથી વાંકો વળી જતો હતો, તેને રસ્તો આપતાં નેપોલિયને સાંકડા રસ્તા ઉપરથી જરા પણ નહિ ખસતી પોતાની એક મિત્ર બાઇને કહ્યું કે, "બોજાવાળાને પહેલો જવા દો—બોજાને માન આપો."

વૉશિંગ્ટનનો એક રાજદ્વારી માર્શફિલ્ડ માસ આગળ ડૅનિયલ વેબ્સ્ટરને મળવા ગયો હતો. ઘર તરફનો ટૂંકો રસ્તો લેવા જતાં તે એક નાની નદી આગળ આવ્યો. તેને તે ઓળંગી શકે એમ નહોતું. તેણે એક ગામઠી ખેડૂત છોકરાને નજીકમાંથી

બોલાવ્યો અને પોતાને પેલે પાર લઇ જવા માટે તેને એક "ક્વાર્ટર" આપવા કહ્યું. થોડી મિનિટ પછી તેજ ગામડિયો તેજ ઘરમાં તેની આગળ આવ્યો અને તેજ ડેનિયલ વેબ્સ્ટર હતો એમ જાણી તેને ઘણુંજ આશ્ચર્ય અને ઉદ્વેગ થયો.

એક દિવસ પ્રેસિડન્ટ ક્વીંસિ ગિરદીવાળી ઓમ્નીબસમાં બેસી જતો હતો; તે વખતે એક કાળી બાઇ તેમાં દાખલ થઇ. આ વખતે હબસીઓ જો કે માત્ર મિલકત તરીકેજ ગણાતા હતા, છતાં હાર્વર્ડ યુનિવર્સિટીનાં પ્રેસિડન્ટે ઊભા થઇ તેને પોતાની જગા આપી.

માર્ડને ફ્રેડ ડગ્લાસના મુખથી સાંભળ્યું છે કે, "તેના કાળા વર્ણને લીધે બોસ્ટનના મહોલ્લાની એક ગાડીમાંથી તેને ધક્કા મારી બહાર કાઢવામાં આવ્યો હતો."

લોકોના જે ઝનૂની ટોળાએ ગેરિસનની પીઠ ઉપરનાં લૂગડાં ફાડી નાખ્યાં અને ઘસડીને લઇ જતા હોય તેમ તેને મહોલ્લામાંથી લઇ ગયા, તે ટોળા તરફ તેણે, રાજાની તરફ બતાવવામાં આવે તેવો વિનય બતાવ્યો હતો. ગંભીરમાં ગંભીર અને સાચામાં સાચા માણસમાંનો તે એક હતો. પોતાને દુઃખ દેનારાઓની સાથે પણ ક્રાઇસ્ટે વિનય બતાવ્યો હતો અને ક્રોસ ઉપર ભયંકર વેદના ભોગવતાં પણ તેણે કહ્યું હતું કે, "પિતા (પ્રભુ) તેમને માફ કરો; કારણકે તેઓ શું કરે છે તે તેમને માલૂમ નથી." એગ્રીપા આગળનું પોલનું ભાષણ પ્રૌઢ સભ્યતાનો અને દિલમાં ઊતરી જાય તેવી વકતૃતાનો નમૂનો છે. ભવિષ્યના માણસનો સારામાં સારો નમૂનો આવા સદ્વર્તનવાળો સદ્‌ગૃહસ્થજ થશે."

યુવાન માણસની સારી રીતભાત વારંવાર દોલત સમાન નીવડે છે. પ્રોવિડંસ આર. ઇ.નો એક વેપારી મિ. બટલર પોતાની વખાર બંધ કરીને ઘેર જતો હતો, તેવામાં તેને એક છોકરી મળી. તેને દોરાની એક ફીરકી જોઇતી હતી. તે પાછો ગયો, સ્ટોર ઉઘાડ્યો અને દોરો આપ્યો. આખા શહેરમાં આ બનાવની વાત થઇ અને તેથી તેના ગ્રાહકોમાં ઘણો વધારો થયો. તે મોટે ભાગે પોતાની સભ્યતાથીજ મોટો પૈસાદાર થયો.

બાલ્ટિમોરના રોસ વિનાસે બે વિદેશી તરફ જે સભ્યતા

બતાવી હતી, તેને લીધેજ ઘણે ભાગે તેને ફતેહ અને સંપત્તિ મળ્યાં હતાં. તેનું કારખાનું જો કે ચોથા વર્ગનું હતું, છતાં પોતાને ત્યાં આવતા દરેકને બારીકમાં બારીક વિગતો સમજાવવાને લગતી તેની સભ્યતા, બીજાં મોટાં કારખાનાંઓ કરતાં એટલી સરસ હતી કે, તેથી તેને ઘણી લોકપ્રિયતા અને માન મળતાં. ઉપર જણાવેલા વિદેશીઓની ભલામણથી રશિયામાં એન્જિનને લગતાં કારખાનાં ઉઘાડવા વિનાસને તરતજ બોલાવવામાં આવ્યો. તે ત્યાં ગયો અને તેની સભ્યતાનો તેનો નફો દર વર્ષે એક લાખ ડૉલર મળતો થયો.

જૂનાપુરાણા, પહેરવેશવાળી બે પુખ્ત ઉંમરની કુમારિકાઓની હાંસી તથા મશ્કરી કરતા. જંગલી છોકરા અને માણસોના એક ટોળાને એક ગરીબ પાદરીએ જોયા. તે સ્ત્રીઓ ગભરાઇ અને દેવળમાં દાખલ થવાની તેમની હિંમત ચાલી નહિ. તે પાદરી તે ટોળામાં પેઠો. તે તેમને દેવળની મધ્ય બાજુએ લઇ ગયો અને લોકો મશ્કરી કરવા છતાં, તેમને ખાસ સારી બેઠકે બેસાડી. આ બાઇઓ અજાણી છતાં, તેમના મરણ વખતે તેઓ આ સભ્ય પાદરીને મોટી દોલત આપતી ગઇ. ઍમ્હર્સ્ટ કૉલેજવાળા પ્રેસિડન્ટ હંફ્રીને એક બાઇ મળી હતી. આ બાઇ હંફ્રીની સભ્યતાથી એટલી ખુશ થઇ હતી કે, તેણે તે કૉલેજને ઉદારતાભરી મદદ કરી હતી.

ન્યુયૉર્કથી નીકળ્યા પછી ઘણે વર્ષે પાછાં આવતાં એક માણસે સવાલ કર્યો કે, “આપણો મિત્ર તેના ધંધામાં શા માટે ફતેહ પામતો નથી? તેની પાસે પૂરતા પૈસા છે, ધંધાનું તેને સંપૂર્ણ જ્ઞાન છે અને અપવાદરૂપ ચાલાકી અને અક્કલ પણ તેનામાં છે.” તેનો એ જવાબ મળ્યો કે, “તે કડવો છે, આનંદી નથી; તેના નોકરો તેને છેતરે છે, એવો વહેમ હમેશાં તેને થતો અને ગ્રાહકો પ્રત્યે પણ તે અસભ્ય હતો. આથી તેને માટે કરવામાં આવતા કામમાં કોઇ શુભેચ્છા અગર આગ્રહથી કામ કરતું નહિ. પછી તો તેને ઉત્તેજન આપનારા તેના ગ્રાહકો પણ જ્યાં પોતાના તરફ સભ્ય વર્તન થવાની ખાતરી મળે તે દુકાનોએ જતા.”

કેટલાક માણસો ઘણી મહેનત કરે છે અને ફતેહ મળવાના તેમના આગ્રહી યત્ન માટે જિંદગીનાં કેટલાંક સુખસગવડની

પણ તેઓ પરવા કરતા નથી; છતાં તેમની આડાઈ અને અસભ્યતાને લીધે તેઓને ફતેહ મળી શકતી નથી.

તેમને મળતું ઉત્તેજન તેમને લીધેજ ખસી જાય છે અને જેઓ બીજી રીતે ઓછા લાયક, પણ સારી રીતભાતમાં વધારે લાયક હોય છે તેઓને ત્યાં કામ જાય છે.

ખરાબ રીતભાતથી પ્રમાણિકતા, ઉદ્યોગ અને મોટામાં મોટી શક્તિઓ પણ બરબાદ જાય છે, જ્યારે સારી રીતભાતથી બીજી ખોડો છતાં પણ ફતેહ પામે છે.

બીજી બધી બાબતમાં સરખા ગુણ હોય એવાં બે માણસનાં દૃષ્ટાંત લો. એક સભ્ય, માયાળુ, ઉપકારક અને સમાધાનવૃત્તિવાળો છે; બીજો કૃતઘ્ન, જંગલી, કર્કશ અને ઉદ્ધત રીતભાતવાળો છે. પહેલો તવંગર થશે, બીજો ભૂખે મરશે.

ધંધાની દૃષ્ટિએ સારી રીતભાતની કિંમત જોવી હોય, તો તેનો સરસ દાખલો પેરિસના બોં માર્કેનો છે. આ મોટા ખાતામાં હજારો કલાર્ક રોકાયલા છે અને ત્યાં દરેક ચીજ વેચવા માટે રાખવામાં આવે છે. આ ખાતાનાં જુદાં પડી આવે એવાં ખાસ બે લક્ષણમાં એક, સઘળા માટે ઓછી કિંમત અને અત્યંત સભ્યતા છે. માત્ર સભ્યતાજ પૂરતી નથી. ગ્રાહકોને ખુશ કરવાને–ગ્રાહકો જાણે પોતાના મકાનમાંજ હોય, એવી તેમનામાં લાગણી ઉત્પન્ન કરવા માટે નોકરોએ દરેક કોશિશ કરવી જોઈએ. બીજા બધા સ્ટોર કરતાં આ સ્ટોરમાં કાંઇક વધારે હોવું જોઇએ કે જેથી દરેક માણસને બોં માર્કે આનંદ સાથે સાંભર્યા કરે. આવી રીતે આ સ્ટોરનો ધંધો એટલો બધો ખીલવવામાં આવ્યો છે કે, દુનિયામાં તે મોટામાં મોટો સ્ટોર ગણાય છે. કોઇ પણ પ્રકારની જાહેરખબર આ રીતિઓ કરતાં વધારે અસરકારક નથી. ન્યુયોર્કના પોતાના છૂટક ચીજો વેચવાના ખાતામાં એ. ટી. સ્ટુઅર્ટે આ સ્ટોરનું અનુકરણ કર્યું છે.

ભિખારીની એક નાની છોકરી જે એક પેનીની છીંકણી ખરીદતી, તેને પણ લેડી કૂટ કહેતી કે, “બહેન ! તસ્દી માફ કરશો, ફરી પાછાં પધારજો.” આવી રીતભાતથી તે લક્ષાધિપતિ થઇ હતી. અમુક કામ તો આપણાથી નહિ થાય, એવા અવિશ્વાસને લીધે આપણે જેને ધિક્કારીએ છીએ અને જેથી

